રથયાત્રામાં રથવિહાર કરતા ભગવાન જગન્નાથજીના દર્શને ઉમટેલા ભાવિક ભક્તજનો

રથયાત્રાનો પ્રારંભ કરાવતા પૂજ્ય સદ્ગુરુ સંતો તથા
શિક્ષણમંત્રી શ્રી ભુપેન્દ્રસિંહજી તથા મહાનુભાવો

અમદાવાદ ગુરુકુલ ખાતે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
વિદ્યાલયનો પ્રારંભ કરતા પૂજ્ય સદ્ગુરુ સંતો

ગુરુપૂર્ણિમા પર્વ નિમિત્તે વ્યાસ ભગવાન તથા
વેદ અને પૂરાણોનું વૈદિક પૂજન

લંડન ખાતે યોજાયેલ ગુરુપૂર્ણિમા મહોત્સવમાં
ઉપસ્થિત ભક્તજનો

પ્રેમાનંદ મ્યુઝીક એકેડેમીનો પ્રારંભ કરાવતા
પૂજ્ય સદ્‌ગુરુ સંતો

સુરત ખાતે યોજાયેલ સત્સંગસભામાં ઉપસ્થિત
ગુરુકુલ પરિવારના ભક્તજનો

સહજાનંદ ધામ-રાજકોટ ખાતે મૂર્તિસ્થાપના પ્રસંગે ઉપસ્થિત સદ્‌ગુરુ સંતો તથા ભક્તજનો

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ દ્વારા ઉત્તરાખંડ પહોચાડવામાં આવેલી રાહત સામગ્રી

# ગુરુપૂર્ણિમા મહોત્સવ

ઠાકોરજી તથા સદ્‌ગુરુ સંતોનું પૂજન કરતા પૂજ્ય સ્વામીજી, પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પૂજ્ય શ્રીહરિ સ્વામી

પૂજ્ય સ્વામીજીનું પૂજન કરતા પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી

પૂજ્ય સ્વામીજીનું પૂજન કરતા ગુરુકુલના ટ્રસ્ટીશ્રીઓ

ગુરુપૂર્ણિમાના પાવન અવસરે શુભાશીર્વાદ પાઠવતા પૂજ્ય સ્વામીજી

ગુરુ પૂજન કરવા પધારેલા ગુરુકુલ પરિવારના ભક્તજનો

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૫, જુલાઈ-૨૦૧૩, અંક-૭

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org

## ભાગ્ય બડે સદ્‌ગુરુ મેં પાયો,

ભાગ્ય બડે સદ્‌ગુરુ મેં પાયો,
મન કી દુગ્ધા દૂર નસાઈ...
બાહીર ઢૂંઢ ફીરા મૈં જીસકો,
શોધ રહિત ઘટ ભીતર પાઈ...
સકલ જીવ જીવન કે માંઈ,
પૂર્ણ બ્રહ્મ જ્યોત દરસાઈ...
જનમ જનમ કે બંધન કાટે,
લખ ચોરાશી ત્રાસ મીટાઈ...
મુક્તાનંદ ચરન બલિહારી,
ગુરુમહિમા હરિ સે અધિકાઈ...

-સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામી

# ચાતુર્માસનાં ઉત્તમ નિયમો

- પાર્ષદ શામજી ભગત

ચાતુર્માસ એટલે ચાર મહિનાનો સમયગાળો. સામાન્ય રીતે ૧૨૦ દિવસનો ચોમાસાનો સમય. ભારતીય ધર્મ પરંપરામાં ચોમાસાનાં ચાર મહિના સંયમ, નિયમ સાથે ધર્મસાધના માટે ઉત્તમ મનાય છે. અષાઢ શુક્લ એકાદશીથી કાર્તિક શુક્લ એકાદશી સુધીનાં વર્ષાકાળમાં શરીર-મનને સ્વસ્થ, શાંત રાખવાની સાથે માનવજીવનનાં ધ્યેય પ્રત્યે આગળ વધાય એવા પ્રયાસરૂપે વિવિધ નિયમોનું વિધાન શાસ્ત્રોમાં કરેલું છે. આ નિયમોનાં પાલનથી માનવજીવનયાત્રા પરમાત્મા પ્રત્યે પગલા માંડે છે.

શરીર અને મનનું આરોગ્ય સરસ હોય તો જ ધર્મસાધનામાં અનુકૂળતા આવે. શરીર એટલે આપણું સ્થૂળ અને સૂક્ષ્મ શરીર બંને; જેમાં પંચભૂતાત્મક સ્થૂળ શરીર અને ૧૯ તત્ત્વનું સૂક્ષ્મ શરીર. આ બંને શરીરનાં સંપૂર્ણ સહયોગ વિના સુખભોગ પણ સિદ્ધ થતા નથી અને ધર્મસાધના તો બિલકુલ શક્ય નથી. તેથી શરીરને સ્વસ્થ રાખવા માટે આ નિયમોનું વિશેષ મહત્ત્વ છે. માત્ર શરીર સ્વસ્થ હોય અને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારરૂપ અંતઃકરણ બિમાર હોય તો પણ ધર્મસાધના સંભવિત નથી. તેથી મનને નિયમનાં બંધનમાં રાખીને એને સરળ-સહજ બનાવવું અનિવાર્ય છે.

ધર્મના નિયમો કે વિશેષ નિયમો સૌ પ્રથમ આપણાં શરીર-મનને સ્વસ્થ બનાવે છે. આ સ્વસ્થ-તંદુરસ્ત શરીર અને મન દ્વારા આપણે આપણાં જીવનનાં ધ્યેયો હાંસલ કરી શકીએ છીએ.

નિયમપાલનમાં અતિ દુરાગ્રહી કે જડતા દાખવવાથી પણ ઝડપી પરિણામ મળી જતાં નથી, તેમ જ નિયમોની ઉપેક્ષા કરવાથી પણ કોઈ લાભ મળતો નથી તેથી સમજી-વિચારીને પોતાની રુચિને અનુરૂપ પોતાના શરીર-મનને અનુકૂળ અને સ્વભાવ સાથે કામ લેતા-લેતા નિયમોનું પાલન સુફળદાયી બની રહે છે.

આપણે ભગવાન શ્રી સ્વામિનારાયણના આશ્રિત હોવાનાં નાતે શિક્ષાપત્રીમાં શ્રીજીમહારાજે દર્શાવેલ ચાતુર્માસનાં આઠ વિશેષ નિયમોનો અહીં વિચાર કરીએ અને એ આઠમાંથી કોઈ એક નિયમ ચાર મહિનાં સુધી ભક્તિપૂર્વક ધારી રાખીએ તો અંતર્યામીપણે બિરાજમાન ભગવાન શ્રીહરિ આપણાં ઉપર પ્રસન્ન થાય.

શિક્ષાપત્રી શ્લોક ૭૬, ૭૭ અને ૭૮માં શ્રી સહજાનંદ સ્વામી લખે છે કે,

અમારા જે સર્વે સત્સંગી તેમણે ચાતુર્માસને વિષે વિશેષ નિયમ ધારવો અને જે મનુષ્ય અસમર્થ હોય તેમણે તો એક શ્રાવણ માસને વિશે વિશેષ નિયમ ધારવો.

-શ્લોક નં. ૭૬

અને તે વિશેષ નિયમ તે ક્યાં તો,

૧. ભગવાનની કથાનું શ્રવણ કરવું.
૨. ભગવાનની કથા વાંચવી.
૩. ભગવાનના ગુણોનું કીર્તન કરવું.
૪. પંચામૃત સ્નાને કરીને ભગવાનની મહાપૂજા કરવી.
૫. ભગવાનના સ્તોત્રનો પાઠ કરવો.
૬. ભગવાનના મંત્રનો જપ કરવો.
૭. ભગવાનને પ્રદક્ષિણાઓ કરવી.
૮. ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કરવા.

-શ્લોક નં. ૭૭

એ જે આઠ પ્રકારના નિયમ તે અમે ઉત્તમ માન્યા છે. તે માટે એ નિયમમાંથી કોઈ એક નિયમ જે તે ચોમાસાને વિષે વિશેષપણે ભક્તિએ કરીને ધારવો. -શ્લોક નં. ૭૮

ઉપરોક્ત આઠ નિયમો શ્રીજીમહારાજે ઉત્તમ માન્યા છે. આ આઠમાંથી પોતાની અનુકૂળતા મુજબ કોઈ એક જ નિયમ ચાર મહિના સુધી ધારવાનો હોય છે.

સામાન્ય રીતે નિયમની એકાદશી (દેવશયની એકાદશી)નાં આગલા દિવસે બધા ભક્તજનો જાહેરસભામાં આ નિયમો લેતા હોય છે. તેમાં વ્રત, તપ, જપ, અનુષ્ઠાનનાં પુષ્કળ નિયમો લેવાતા હોય છે. જે થોડા દિવસ બધાં જ પાલન કરતા દેખાય, પરંતુ ૧૫ દિવસ બાદ લગભગ ઢીલાશ આવી જતી દેખાય છે અને ભાગ્યે જ કોઈ દૃઢતાવાળા ભક્તજનો પૂરા ચાર માસ નિયમોનું પાલન કરતા હોય છે.

આની પાછળનાં કારણોમાં ભક્તિભાવની ઉણપ મુખ્ય કારણ છે. જો ભગવાનમાં પ્રેમ હોય તો સ્હેજે નિયમનું પાલન થાય.

કથા સાંભળવાથી આપણા જીવમાં સત્સંગનું બળ આવે છે. ભગવાન, સંતો, શાસ્ત્રો અને ગુરુ પ્રત્યે નિષ્ઠા બંધાય છે. કથા સાંભળવાની તીવ્ર શ્રદ્ધા હોય તો જીવનાં

નબળા સ્વભાવ માત્ર કથાશ્રવણથી ટળી જાય. કથા સાંભળવા માટે પૃથુ રાજાએ ભગવાન પાસે દસ હજાર કાન માંગ્યા હતા. આના પરથી કથા શ્રવણની તમન્ના સમજાય છે. પાર્ષદ નારાયણ ભગત પણ કથાશ્રવણના જબરા પ્યાસી હતા. છેલ્લા ૨૦ વર્ષોમાં એમણે કથાઓ શ્રવણ કરીને દિવ્યબુદ્ધિ પ્રાપ્ત કરી હતી. ચાતુર્માસમાં શ્રદ્ધાપૂર્વક કથા સાંભળવાનું નિયમ લેવાથી અંતરમાં આનંદ સાથે જીવનમાં આધ્યાત્મિક ઉજાસ પ્રાપ્ત થાય છે.

કથાનું વાંચન કરવું એ નિયમ વ્યક્તિગત છે, છતાં આપણે કથા વાંચીએ અને બીજા સાંભળે તો આ લાભ બેવડાઈ જાય છે. કથા વાંચન અને શ્રવણ બંને એક સાથે થઈ જાય. જે બોલે તે સાંભળે એ ન્યાયે કથા વાચક પોતે પણ કથા સાંભળતો હોય છે, છતાં શ્રદ્ધાવાન શ્રોતા ઉપસ્થિત હોય તો કથા વાંચનારાને પણ શ્રદ્ધા વધે છે. માટે કોઈ કથા વાંચતું હોય તો તેને આદરપૂર્વક સાંભળવી અને કથાવાંચન દ્વારા જે લાભ પ્રાપ્ત થાય છે તે અનુભવનો વિષય છે. ચાતુર્માસ પૂરતુ દૈનિકપત્રો છાપા વાચવાનું બંધ રાખીને કથા વાંચીએ તો મહાનપુણ્ય થાય છે. એનો દિવ્ય અનુભવ લેવા માટે આ ચાતુર્માસમાં માત્ર કથા વાંચવાનું જ નિયમ લેવું, તો પણ દિવ્ય લાભ થશે.

કથાશ્રવણ, કથાવાંચન પછીનું નિયમ સંકીર્તન છે. દરરોજ નિયમપૂર્વક ભગવાન સમક્ષ, દેવમંદિરમાં અથવા પોતાની પ્રાતઃપૂજામાં ૧ કીર્તનનું ગાન ભક્તિપૂર્વક બીજા સાંભળી શકે તે રીતે કરવું. સંકીર્તનમાં ભગવાનના ગુણગાન હોય, સ્વરૂપ વર્ણન હોય કે જીવન ઉપદેશ હોય પરંતુ કીર્તન ગાતા ગાતા ધીમે-ધીમે એનો બોધ થવા લાગે છે. એમાં પણ જો કીર્તન કંઠસ્થ કર્યા હોય અને ગાન કરીએ, કીર્તનમાં આવતા શબ્દો સાથે હૃદયના ભાવ ભેળવીએ તો કીર્તનભક્તિ પણ દિવ્ય આધ્યાત્મિક અનુભૂતિ બની જાય.

કીર્તનગાન કરતી વખતે પ્રેમાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી, મુક્તાનંદ સ્વામી જેવો ભાવ ધારવા પ્રયાસ કરવો. પોતાની જાતને ભૂલીને થોડીવાર પ્રેમસખી બની જવું. અંતરમાં શું પ્રક્રિયા થાય તે પોતે અનુભવ કરવો.

આ ચાતુર્માસ દરમિયાન ટી.વી., ફિલ્મો અને બાહ્ય જગત સંબંધી મનોરંજન માણવાનું બંધ રાખીને કીર્તનગાન દ્વારા ભગવાનને રાજી કરવા ભક્તિભાવપૂર્વક પ્રયાસ કરો અને જુઓ આપણને ભગવાન કેવી રીતે રાજી કરે છે !!!

મહાપૂજા કરવાથી તન-મનનાં અને વ્યવહારનાં તાપ-સંતાપ ટળી જાય છે. આપણી દૈનિક પૂજાને દિવ્ય અને ભવ્ય બનાવવા માટે જે સંતો-હરિભક્તો મહાપૂજા વિધિપૂર્વક કરતાં હોય તેની સાથે જોડાવું. મહાપૂજાનો વિધિ જ એવો છે કે એમાં ક્રિયાત્મક રીતે જોડાવાથી આપણા અંદરનાં ભાવજગતમાં જબરું પરિવર્તન આવે છે.

અનંત મુક્તો સાથે મહારાજાધિરાજ શ્રીજી મહારાજની મહાપૂજા કરતા કરતા પૂજા કરનારનું કલેવર બદલાઈ જાય છે. થોડી વિશેષ શ્રદ્ધાની અવશ્ય જરૂર રહે છે. આપણે દરરોજ માનસીપૂજામાં ભગવાનને જે દિવ્ય-ભવ્ય સામગ્રીઓ ધરાવતા હોઈએ તેનો પ્રત્યક્ષ-પ્રગટ અનુભવ મહાપૂજામાં થાય છે.

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ-મેમનગર ખાતે દર હરિનવમીના પવિત્ર દિવસે પ્રાતઃકાળે થતી રાજોપચાર પૂજાવિધિના દર્શન અને શ્રવણ ભાવભક્તિમાં વિશેષ ઉમેરો કરે છે. ચાતુર્માસમાં આવા દર્શન, આવી મહાપૂજા અને પ્રત્યક્ષ લાભ લેવાનું ચૂકાય નહી.

ભગવાનનાં નામનો મંત્રજપ કરવાનું નિયમ લેવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે. નિયમથી મંત્રજપ સાધકને શિસ્તબદ્ધ બનાવી અધ્યાત્મ માર્ગે દોરી જાય છે. સત્યસ્વરૂપ પરમાત્માની ઓળખ થાય છે અને સંકલ્પ સિદ્ધિ પણ થાય છે. એ જ રીતે જનમંગલ, સર્વમંગલ, વિષ્ણુસહસ્રનામ જેવા સ્તોત્રના પાઠનું નિયમ પણ મંત્રજપનું એક વિશિષ્ટ રૂપ છે. એમાંથી પણ મંત્રજપ જેવો જ લાભ થાય છે.

પ્રદક્ષિણા અને દંડવત્ પ્રણામમાં શરીર-મનની સક્રિયતા સાથે ભક્તિભાવનું પ્રાગટ્ય છે. યુવાનો, બાળકો અને ચંચળ પ્રકૃતિવાળા સાધકોને લાંબા સમય સુધી બેસવાનું ફાવે નહીં. તેમને પણ અનુકૂળ આવે એવું નિયમ 'પ્રદક્ષિણા કરવી' અને 'દંડવત્ પ્રણામ કરવા' એ છે. આ પ્રદક્ષિણા-દંડવત્ એ શારીરિક વ્યાયામ નથી, પરંતુ ભગવત્ પ્રસન્નતા માટે આપણા શરીર-મનનું ભગવાનમાં જોડાણ છે.

પ્રત્યેક નિયમ ભક્તિભાવને પ્રગટ કરનારો બને અને એક જ ચાતુર્માસમાં અર્થાત્ ૧૨૦ દિવસમાં આપણને સત્સંગનું સુખ આવે, આનંદ આવે અને વિશેષ નિયમ જીવનમાં ટેવરૂપે પરિણમી જાય એ જ ચાતુર્માસનાં વિશેષ નિયમ અનુષ્ઠાનનું સુફળ છે.

# કથા શ્રવણ

- સાધુ યજ્ઞવલ્લભદાસ

શાસ્ત્રોમાં ભક્તિના નવ પ્રકાર બતાવવામાં આવ્યા છે. તેમાં સૌપ્રથમ સ્થાન શ્રવણ ભક્તિને આપવામા આવ્યું છે. શાસ્ત્રોમાં તથા સંતોનાં મુખે અવારનવાર કથા શ્રવણનો મહિમા સાંભળવા મળે છે. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી તો કથાનો મહિમા સમજાવતા કહે છે કે, ''આ સર્વે કામ મુકીને નવરા બેસીને વાતું સાંભળીએ છીએ તે એમ સમજવું જે કરોડ કામ કરીએ છીએ. તે શું જે જમપુરી, ચોરાસી, ગર્ભવાસ એ સર્વેને માથે લીટા તાણીએ છીએ પણ નવરા બેઠા છીએ એમ ન સમજવું.''

આ વાત સરળતાથી આપણને ન સમજાય પણ મોટા પુરુષોના જીવન સામે દ્રષ્ટિ કરીએ તો કથા શ્રવણનો મહિમા કેટલો છે તે જાણ્યામાં આવે. ભગવાન સ્વામિનારાયણ સ્વયં પુરુષોત્તમ નારાયણ હતા છતાં પણ બાળપણથી જ તેમની કથા શ્રવણ કરવાની રુચિ અનેરી હતી. સત્સંગમાં પધાર્યા પછી પણ મહારાજે કથાવાર્તાનો અખાડો સતત ચાલું રાખ્યો હતો. પોતાના સતત વિચરણ વચ્ચે પણ મહારાજે કથા શ્રવણને પોતાનું આગવું અંગ બનાવ્યું હતું.

કથા શ્રવણના મહિમાનું વર્ણન કરતા મહારાજ વચનામૃતમાં કહે છે, ''મુમુક્ષુને ઉત્કૃષ્ટ ગુણની પ્રાપ્તિ થાય તેનું કારણ શું છે ? તો ભગવાનની કથાવાર્તા સાંભળવામાં જેને જેટલી પ્રીતિ તેને તેટલો જગતનો અભાવ થાય તથા કામ, ક્રોધ, લોભાદિક દોષનો નાશ થાય અને જો કથાવાર્તામાં જેને આળસ હોય તેની કોરની એમ અટકળ કરવી જે, એમાં મોટા ગુણ નહિ આવે.'' (ગ.અં.૨૪)

''તત્પકૃચ્છ ચાંદ્રાયણાદિક વ્રતે કરીને જો દેહને સૂકવી નાખે તો પણ જેવું ભગવદ્‌વાર્તા સાંભળનારાનું મન નિર્વિષયી થાય છે તેવું તે સાધનોથી થતું નથી અને આવી વાત સાંભળીને જેવું તમારું સર્વેનું મન નિર્વિકલ્પ થતું હશે તેવું ધ્યાન કરતા હશો તથા માળા ફેરવતા હશો ત્યારે નહિ થતું હોય. માટે વિશ્વાસ રાખીને પ્રીતિએ સહિત જે ભગવાન પુરુષોત્તમનારાયણની વાત સાંભળવી એથી બીજું મનને સ્થિર થવાનું ને નિર્વિષયી થવાનું કોઈ મોટું સાધન નથી.'' (કારિ.૧૨)

માટે જેમણે આ અસાર જગતના ફેરાનો થાક ઉતારવો છે તેમણે કથાનું શ્રવણ અવશ્ય કરવું જોઈએ. કથા શ્રવણથી સહેજે સહેજે વિવેક ઉત્પન્ન થાય છે, જ્યારે વિવેક જાગે છે ત્યારે સાર-અસારની ઓળખાણ થાય છે, સાર-અસારની ઓળખાણથી સાચી વસ્તુનો મહિમા સમજાય છે, સાચી વસ્તુનો મહિમા સમજાવાથી તેમાં હેત થાય છે એને તે હેત-પ્રેમ ભગવાન તરફ દોરી જાય છે.

નારદજી દ્વારા એક મુહૂર્ત માત્રના કથા શ્રવણથી દક્ષ પ્રજાપતિના ૧૦૦ પુત્રોને વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. માત્ર સાત દિવસ કથા શ્રવણથી પરિક્ષિતના વિકાર માત્ર ટળી ગયા હતા, પ્રેત યોનિને પામેલો ધુન્ધુકારી ભાગવતની કથા શ્રવણ કરવાથી મુક્તિને પામ્યો હતો. માટે કથા આપણા જીવને શુદ્ધ કરનારી છે.

કથા શ્રવણ કરતા પહેલા સર્વે સંકલ્પોને પડ્યા મેલીને, મહારાજ વક્તામાં રહીને મને જ વાતો કરે છે એવા વિચાર સાથે શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રીતિથી કથાનું શ્રવણ કરવું.

જે વક્તાને ભગવાનનો દ્રઢ નિશ્ચય હોય, ભગવાનના ભક્તોમાં હેત ધરાવતા હોય, રાગ-દ્વેષથી પર હોય, ભગવાન અને ભગવાનના સંબંધવાળી વાતો કરતા હોય તેવા વક્તાના મુખથી કથાનું શ્રવણ કરવું જોઈએ.

જે વક્તા ભગવાનથી વિમુખ હોય, હિંમત વગરની વાત કરતો હોય, પોતાનું બળ દેખાડતો હોય, કથા શ્રવણ બાદ રાગ-દ્વેષની વૃદ્ધિ થાય, ભગવાન કે ભગવાનના ભક્તનો અવગુણ આવે તેવા વક્તાના મુખથી કથા સાંભળવી ન જોઈએ.

આજના આ ઝડપી અને વ્યસ્ત સમયમાં નિયમિત મંદિરે જઈ સંતોના મુખે કથા શ્રવણ કરવા સમય કાઢવો ઘણો કઠણ છે. આવા વ્યસ્ત સમયમાં ટેકનોલોજીનો ઉપયોગ કરી કથાનું શ્રવણ કરવું જોઈએ. આજે દરેક વક્તાઓની સી.ડી.ઓ ઉપલબ્ધ છે ત્યારે ઘરમાં, ગાડીમાં કે જ્યારે સમય મળે ત્યારે તેનો ઉપયોગ કરી કથા શ્રવણ કરી લેવું જોઈએ.

કથાનું શ્રવણ માત્ર મનોરંજન માટે નહી પરંતુ સાંભળેલી કથાનું મનન-ચિંતન કરી, તે વાતોને પોતાના જીવન સાથે સરખાવી, અંતરમાં રહેલા દોષોનો ત્યાગ કરવો જોઈએ. એ જ કથા શ્રવણનું સાચુ ફળ છે.

# શાસ્ત્ર વાંચન

શ્રીજી મહારાજ ગ. પ્ર. ના ૧૮માં વચનામૃતમાં કહે છે કે, ''શબ્દ અનંત પ્રકારના છે, જીવ જેવો શબ્દ સાંભળે તેવા અંતઃકરણમાં ગુણ પ્રવર્તે છે.'' શબ્દ બે પ્રકારે અંતઃકરણમાં પ્રવેશ કરે છે, એક કાન દ્વારા અને બીજું નેત્રો દ્વારા. કાન દ્વારા જેવું સંભળાય તથા નેત્રો દ્વારા જેવું વાંચન થાય તેવા ગુણ આપણા અંતઃકરણમાં પ્રવર્તે છે.

જેમ આહાર શરીરનું પોષણ કરે છે એ જ રીતે વાંચન અંતઃકરણનું પોષણ કરે છે. પુસ્તકો ખરા અર્થમાં આપણા સાચા મિત્રો છે, પથ દર્શક છે, હીતકારક છે. પુસ્તકોનું વાંચન બે પ્રકારનું હોય છે.

એક મનોરંજન માટે અને બીજુ જ્ઞાન પ્રપ્તિ માટે. મનોરંજન માટે વંચાતા પુસ્તક કેવળ મનની ખંજવાળને શમાવે છે, જ્યારે જ્ઞાનપ્રાપ્તિ માટે વંચાતા પુસ્તકો આપણી સંવેદના અને સમજદારી વિકસાવે છે.

શ્રીજી મહારાજે ચાતુર્માસ દરમિયાન શાસ્ત્ર વાંચનની આજ્ઞા કરી છે. મહારાજને ગમતા આઠ શાસ્ત્રોના નામ પણ મહારાજે શિક્ષાપત્રીમાં આપ્યા છે. આ સર્વ શાસ્ત્રો સંસ્કૃત ભાષામાં હોવાથી વાંચવા સમજવામાં થોડા મુશ્કેલ લાગે, પરંતુ આજે એ તમામ શાસ્ત્રોનું ગુજરાતી અનુવાદ તથા તે શાસ્ત્રો ઉપર ગુજરાતી ભાષામાં  ટીકાઓ પ્રાપ્ત છે. ચાતુર્માસ દરમિયાન આ શાસ્ત્રોના પાઠ કરવા જોઈએ.

આ ઉપરાંત શ્રીજી મહારાજના ચરિત્રના પ્રામાણિક મનાતા ગ્રંથો, વિવિધ અવતારોની લીલા તથા ઉપદેશના ગ્રંથો, વિદ્વાન તથા ભક્તિનિષ્ઠ મહાપુરુષો દ્વારા લખાયેલા ગ્રંથો, ગુણાતીતાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી વગેરે નંદસંતોની વાતો, વચનામૃત, ભક્તચિંતામણિ, નિષ્કુળાનંદ કાવ્ય, હરિલીલામૃત, સત્સંગિજીવન વગેરે સદ્ગ્રંથોનું વાંચન ચાતુર્માસ દરમિયાન કરવું જોઈએ.

આ ઉપરાંત જીવન ઉર્ધ્વગામી બને, સદાચાર અને ભક્તિયુક્ત જીવન જીવવાની પ્રેરણા મળે, સુખ અને દુઃખના પ્રસંગોમાં ધૈર્ય અને ધીરજ ટકી રહે તેવા સદ્ગ્રંથોનું વાંચન કરવું જોઈએ. તથા જે ગ્રંથોના વાંચનથી મનમાં સંશયો ઉત્પન્ન થાય, ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગમાં વિઘ્ન થાય, અંતઃકરણમાં ઉદ્વેગ ઉત્પન્ન થાય, ભગવાનના માર્ગે ચાલવામાં વિઘ્ન કરનારા હોય તેવા ગ્રંથોનો સદાયને માટે ત્યાગ કરવો જોઈએ.

શાસ્ત્ર વાંચન દરમિયાન આપણો હેતું શુદ્ધ, સ્પષ્ટ અને શુભ હોય તો તે વાંચનનો અવશ્ય લાભ થાય છે. ગ્રંથોના વાંચન સમયે આવતો પ્રત્યેક શબ્દ, પ્રત્યેક વાક્ય તથા ફકરો કે પાનાના વાંચન સાથે આપણી આંતરિક બાબતોને તેની સાથે સરખાવતા જઈએ તો તે વાંચન અવશ્ય ફળદાયી નીવડે છે. જેમ નવા વસ્ત્રો ખરીદતી વખતે આપણે ચકાસીએ છીએ કે તે બરાબર ફીટ થાય છે કે નહી, તેમજ શાસ્ત્ર વાંચનની સાથે આપણી જાતને ચકાસવી જોઈએ કે શાસ્ત્રમાં આવતા ઉપદેશ પ્રમાણે હું વર્તુ છું, વિચારુ છું?

પશુઓ પોતાના ખોરાકને ખાધા પછી નવરાશના સમયે ખાધેલો ખોરાક પાછો મોઢામાં લાવી ખૂબ ચાવી ચાવીને એકરસ બનાવે છે, જેને આપણે 'વાગોળવું' કહીએ છીએ. આ વાગોળવાની ક્રિયા થાય તો જ તે ખોરાક પશુને પચે છે. એજ રીતે શ્રવણ અને વાંચન બાદ તેનું ફરી ફરી મનન કરવું એટલું જ અગત્યનું છે.

આપણે કરેલું શ્રવણ કે વાંચન થોડા સમય માટે જ યાદ રહે છે. માટે મનન વગરનું વાંચન લાંબા સમય સુધી યાદ રહેતું નથી અને આપણા ઉપયોગમાં પણ આવતું નથી. સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામી વાતોમાં કહે છે કે ''કોઈ કુવે પડવા જતો હોય ને હજાર માણસ આડા ફરે, તો કૂવે પડવા દે નહીં. તેમ સત્પુરુષ અને સત્શાસ્ત્રોના બહુ શબ્દો સાંભળ્યા હોય તો કઠણ દેશકાળે રક્ષા કરે.''

પરંતુ શબ્દો ટાણે તો યાદ આવે જો સાંભળેલું અને વાંચેલાનું મનન થયું હોય. માટે શ્રવણ અને વાંચનની સાથે મનન પણ અત્યંત આવશ્યક છે.

આજે વિશ્વમાં દરરોજ હજારો પુસ્તકો પ્રકાશિત થાય છે, ત્યારે વાંચન માટે આ પુસ્તકોમાંથી યોગ્ય પુસ્તકની પસંદગી કરવી તે ઘણું કઠણ છે. જે પુસ્તકના વાંચન દ્વારા સર્વાંગી વિકાસ થાય તેવા પુસ્તકની સંપૂર્ણ વિવેક સાથે પસંદગી કરવી જોઈએ.

# કીર્તન ગાન

- સાધુ શ્રુતિવલ્લભદાસ

ભગવાનની ઉપાસના કરવાનો સૌથી સરળ અને સુંદર માર્ગ કીર્તનભક્તિ છે. કીર્તન ગાનમાં ભગવાન સાથેની અનન્યતા, નિકટતા વધુ ગાઢ અનુભવી શકાય છે. કીર્તન ગાન કરવું એ એક અદ્‌ભૂત ભક્તિ છે. ભગવાનના સ્વરુપમાં ડૂબવાનો અને એ રસને માણવાનો અનેરો માર્ગ છે કીર્તનભક્તિ. સંસારના આંટી-ઘૂંટીવાળા વ્યવહારમાંથી ચિત્તને નિર્વિકાર કરવાનો સહેલો માર્ગ છે કીર્તનભક્તિ. કીર્તન માયાના અંધકારથી બીડાયેલા હૃદયના દ્વારને ખોલી નાખે છે. હૃદયમાં રહેલા માયાના ગાઢ અંધકારને દૂર કરી શીતળ શાંત પ્રકાશના પૂંજ પાથરે છે. દુનિયાદારીના અનંત પડળોને દૂર કરી ભક્તિનું લેપન કરે છે.

નારદભક્તિસૂત્રમાં નારદજી ભક્તિની વ્યાખ્યા કરતા કહે છે,

''सा त्वस्मिन परम प्रेमरुपा अमृतस्वरुपा च ॥''

અહીં નારદજી ભક્તિને પ્રેમસ્વરુપા કહે છે. પ્રેમમાં આરઝુ છે, પીડા છે, વિરહ છે. ભગવાન તરફનો એ પ્રેમ પ્રગટ કરવાનું સૌથી ઉત્તમ અને સરળ સાધન કીર્તન ભક્તિ છે.

ભગવાનની મૂર્તિને સંભારી, સર્વ પ્રવૃત્તિઓને છેદ કરી, દેહભાવ ભૂલીને કરવામાં આવતી કીર્તન ભક્તિથી ભક્ત ભગવાનની મૂર્તિમાં તદાકાર થઈ જાય છે. ભગવાન એ પ્રેમભરી ભક્તિના સાદને સાંભળી ભક્તની આગળ નાચવા લાગે છે.

પ્રેમાનંદ સ્વામી જ્યારે કીર્તન ગાન કરતા ત્યારે સ્વયં શ્રીહરિ એ કીર્તનોમાં એટલા ઓતપ્રોત થઈ જતા કે આજુબાજુના વાતાવરણનું કે સમયનું પણ ભાન ન રહેતું. કીર્તન કરતા પ્રેમાનંદ સ્વામીની આંખો તો ભીની થતી પરંતુ સાથે સાથે મહારાજની આંખોમાંથી પણ આંસુડાની ધારાઓ વહેતી.

ચૈતન્ય મહાપ્રભુ દ્વારા દેહભાન વીસારી થતી કીર્તન ભક્તિથી સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ તેમની આગળ નાચવા લાગતા. ભક્ત નરસૈયો કેદાર રાગનું ગાન કરતા ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ હાજર થઈ જતા. આ ઉપરાંત મીરાબાઈ, સુરદાસ જેવા ભક્તોની પ્રેમભીની કીર્તન ભક્તિથી ભગવાન તેમને હાજરા હજુર રહેતા.

કીર્તન કેવળ કોરા શબ્દો નથી તેમાં પ્રાર્થના અને આર્તતા સમાયેલી છે. રોમાંચ અને પ્રફુલ્લિતતા કીર્તન ભક્તિના અંગ છે. જ્યાં સંસાર સઘળો આપમેળે છુટી જાય છે. અહીં કોઈ વિદ્વત્તાની જરુર નથી, સર્વ અહંકારોને છોડી પરમ સ્નેહી પરમાત્માને પામવાની ધગશની જરુર છે.

'પગ ઘુંઘરુ બાંધ મીરા નાચી રે...' બસ કીર્તનના સુર-શબ્દોની સાથે ભગવાનની મૂર્તિમાં ડૂબી જાઓ, રસતરબોળ થઈ જાઓ અને પામો અદ્‌ભૂત અને અનેરો આનંદ, જે તમને તમારી જાત પાસેથી જ છીનવી લેશે.

સર્વ ભક્તજનોના નેત્રો સમક્ષ પ્રત્યક્ષ વિચરતા ભગવાન સ્વામિનારાયણના ઉપાસક નંદસંતો દ્વારા પ્રગટ મૂર્તિને સામે રાખી અદ્‌ભૂત કીર્તનોની રચનાઓ થઈ છે.

પ્રગટ ભગવાનની લીલાઓ, તેમની મૂર્તિનું વર્ણન, તેમણે ધારણ કરેલા શણગાર, વસ્ત્રાલંકાર કે તેમના અસાધારણ મહિમાનું વર્ણન એ કીર્તનોમાં સમાયેલું છે. આ કીર્તનો વેદની ઋચાઓની ગરજ સારે છે.

આ કીર્તનોનું પ્રેમે સહિત ગાન કરવાથી પરમપ્રેમસ્વરુપ ભગવાન શ્રીહરિમાં અસાધારણ ભક્તિ અને પ્રેમ જાગૃત થાય છે.

ભગવાન સ્વામિનારાયણે સ્વયં જેમના કીર્તનોને બીરદાવ્યા છે, એવા પ્રેમાનંદ સ્વામી દ્વારા રચિત...

વંદુ સહજાનંદ રસરુપ, અનુપમ સારને રે લોલ;<br>
જેને ભજતા છૂટે ફંદ, કરે ભવ પારને રે લોલ...<br>
પ્રથમ શ્રીહરિને રે, ચરણે શિશ નમાવું;<br>
નૌતમ લીલા રે, નારાયણની ગાવું....

તથા

ઓરા આવો શ્યામ સ્નેહી, સુંદરવર જોઉં વહાલા;<br>
જતન કરીને જીવન મારા, જીવમાંહી પ્રોઉ વહાલા...

આ પદોનું ચાતુર્માસ દરમિયાન નિયમ ગ્રહણ કરી કીર્તન ભક્તિ દ્વારા એ પ્રેમ સ્વરુપ શ્યામ સ્નેહીને જતન કરીને જીવમાં પરોવવાના છે.

# મહાપૂજા

ભારતીય દર્શનમાં મુખ્ય ત્રણ ધારોઓના પ્રવાહો વહે છે. શૈવ, વૈષ્ણવ અને શાક્ત. આ ત્રણેય ધારાઓની પૂજા પદ્ધતિ, ઉપાસના પદ્ધતિઓમાં ઘણાં ભેદ જોવા મળે છે. તેમાં પણ વૈષ્ણવધારામાં ભગવાનની ઉપાસના પદ્ધતિ, પૂજા પદ્ધતિમાં વિશેષ પ્રેમ, સેવકભાવ, નિર્દોષપણું જોવા મળે છે.

વૈષ્ણવ પરંપરામાં ભગવદ્‌પૂજનની પંચોપચાર, ષોડશોપચાર અને રાજોપચાર એમ ત્રણ પદ્ધતિઓ મુખ્યત્વે પ્રચલિત છે. પહેલી બે પદ્ધતિઓમાં સામાન્ય રીતે સહુ જોડાય શકે છે, પરંતુ રાજોપચાર પદ્ધતિમાં ભગવાનને એક ચક્રવર્તિ સમ્રાટની જેમ પૂજવામાં આવે છે, તેથી આ પૂજામાં પૂજન સામગ્રીની ભવ્યતા હોવાને લીધે સહુકોઈ જોડાઈ શક્તા નથી.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં ષોડશોપચાર પૂજનનું વિશેષ સંસ્કરણ કરી મહાપૂજાના નામથી ઓળખવામાં આવે છે. પંચરાત્ર આગમ, સ્કંદપુરાણ અંતર્ગત વાસુદેવ મહાત્મ્યમાં મહાપૂજાની પદ્ધતિ દર્શાવવામાં આવી છે. આ પૂજન પદ્ધતિ પુરાણોમાં હોવાને લીધે ઘણી પ્રાચીન છે પરંતુ કાળક્રમે તે લુપ્ત થઈ હોય તેવું જણાય છે. સ્વામિનારાયણ સંપ્રદાયમાં આ પૂજન પદ્ધતિને યોગીવર્ય સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીએ પુનઃ પ્રવર્તાવી છે.

ભગવાન સ્વામિનારાયણે જૂનાગઢના મંદિરની જવાબદારી સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીને સોપી હતી. ગુણાતીતાનંદ સ્વામીએ આ જવાબદારીને પૂર્ણ શ્રદ્ધા અને ખંતથી નીભાવી હતી. સ્વામીનો સમાગમ કરી સોરઠ દેશનો સત્સંગ સોળે કળાએ ખીલ્યો હતો. અનેક સંતો ભક્તો સ્વામીનો સમાગમ કરી બ્રહ્મદશાને પામ્યા હતા. આ સંસારમાં રહેતા હોવાથી હરિભક્તો અવાર નવાર લૌકિક મુશ્કેલીઓમાં, વિટંબણામાં મૂંઝાતા. એકવાર એ સોરઠી હરિભક્તોએ સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીને વાત કરી કે, ''સ્વામી ! લૌકીક વ્યવહાર સબંધી પડતી મુશ્કેલીઓમાંથી ઉગરવા અન્ય દેવ-દેવીઓની પૂજા-આરાધનામાં મન માનતું નથી, માટે આપ કૃપા કરીને એવો કોઈ સુગમ માર્ગ બતાવો કે જેનાથી આ લોકના દુઃખ-દર્દોને હેમખેમ તરી શકીએ.''

હરિભક્તોની પ્રાર્થના સાંભળી ગોપાળાનંદ સ્વામીએ સર્વ પ્રકારની આપત્તિઓમાંથી છૂટકારો થાય એ માટે સાંપ્રદાયિક પ્રણાલી પ્રમાણેની વાસુદેવમહાત્મ્ય ગ્રંથ પ્રમાણેની મહાપૂજાની વિધિ બતાવી. સ્વામીએ સ્વયં પાથરણા ઉપર પુરુષોત્તમનારાયણ, મુક્તો, અવતારો, દેવ-દેવીઓ, ગ્રહો, નક્ષત્રો, દિકપાલો, આયુધો વગેરેના સ્થાન નિર્ધારિત કરી આપ્યા અને મહાપૂજાની શરુઆત કરાવી.

મહાપૂજામાં પુરુષોત્તમનારાયણની સાથે તમામ મુક્તો, અવતારો, ગ્રહો, નક્ષત્રો વગેરેનું ષોડશોપચાર પૂજન થાય છે. સકામભાવથી કરવામાં આવતી મહાપૂજાથી તમામ પ્રકારની આધિ, વ્યાધિ, ઉપાધિઓ શમી જાય છે. તન, મન, ધન સબંધી તમામ દુર્બળતાઓ દૂર થાય છે. શ્રેય અને પ્રેયની પ્રાપ્તિમાં અવરોધરુપ થતા તમામ તત્ત્વો સાનુકુળ થાય છે. પ્રસન્ન થયેલા દેવ-દેવીઓ પોતાના અધિકાર પ્રમાણે અને ફરજમાં આવતું શુભ પરિણામ આપે છે અને મનોવાંછિત ફળની પ્રાપ્તિ કરાવે છે.

જ્યારે નિષ્કામભાવથી કરવામાં આવતી મહાપૂજા ભગવાનમાં પ્રેમ વધારનારી છે. નિષ્કામભાવથી થતી મહાપૂજાથી ભગવાન, મુક્તો, દેવતાઓ, મહામુક્તો વગેરેની કૃપાદ્રષ્ટિ પ્રાપ્ત થાય છે, સાધનામાર્ગમાં આવતા વિઘ્નો, અડચણો દૂર થાય છે. જેનાથી મુમુક્ષુનો સાધનામાર્ગ સરળ અને સુગમ બને છે.

સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી દ્વારા પ્રવર્તાવેલ મહાપૂજાએ સંપ્રદાયમાં આજે મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. સુગમ અને સરળ મહાપૂજા થોડા અભ્યાસ પછી સહુ કોઈ કરી શકે છે. ઘરમાં કોઈ મંગલ પ્રસંગે અથવા કાર્યના આરંભે શ્રદ્ધા, મહિમા અને વિધિપૂર્વક મહાપૂજા કરવાથી યોગ્ય ફળની પ્રાપ્તિ થાય છે.

મહારાજની આજ્ઞા પ્રમાણે જે શ્રદ્ધાવાન મુમુક્ષુ ચાતુર્માસ દરમિયાન આ મહાપૂજા કરવાનું નિયમ ગ્રહણ કરે તો મહારાજની કૃપા અવશ્ય તેમના ઉપર ઉતરે છે. મહાપૂજાની વિધિ લાંબી હોવાથી દરરોજ જો શક્ય ન હોય તો એકાદશી, હરિજયંતિ, પૂનમ, અમાસ વગેરે પવિત્ર દિવસોમાં અથવા શ્રાવણ મહિનામાં મહાપૂજા કરવાનું નિયમ ગ્રહણ કરી શકાય. જે સંતો મહાપૂજા કરતા હોય તેમની સાથે જોડાય શકાય, અથવા ગુરુકુલ દ્વારા પ્રકાશિત વિડીયો સી.ડી. ઉપલબ્ધ છે, તેનો પણ લાભ લઈ શકાય.

# મંત્રજાપ

- સાધુ મુનિવત્સલદાસ

આધ્યાત્મ માર્ગનો પાયો ભક્તિ છે. એ ભક્તિનું સર્વશ્રેષ્ઠ અને સરળ-સુગમ સાધન મંત્રજાપ છે. સંસારના કોઈ બંધનોથી ન બંધાનાર ભગવાનનું બંધન મંત્રજાપથી થાય છે. ''કલિયુગ કેવળ નામ આધારા''કળિયુગમાં મંત્રજાપને સર્વશ્રેષ્ઠ કહેવામાં આવ્યો છે. વેદ-સંહિતાઓમાં અનેક પ્રકારના યજ્ઞોનું વર્ણન કરવામાં આવ્યું છે.

એ યજ્ઞો ક્રિયાકાંડોથી ભરપૂર તથા ખર્ચાળ છે, સાથે સાથે તે યજ્ઞના વિધિ-વિધાનો પણ ઘણાં અટપટા છે. તેમાં થોડી પણ ગાફલાઈ વિઘાતક પુરવાર થઈ શકે છે. પરંતુ જપયજ્ઞ વિધિ-વિધાનોથી રહિત અને સરળ છે. કોઈ પણ સમયે, કોઈ પણ જગ્યાએ અને કોઈ પણ રીતે મંત્રજાપ કરી શકાય છે. તેમાં કોઈ વિધિ-વિધાનો નથી. ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે 'यज्ञानाम् जपयज्ञोस्मि' સર્વ યજ્ઞોમાં જપયજ્ઞ તે હું છું.

મંત્રજાપના મહિમાનું વર્ણન કરતા ભાગવતમાં કહ્યું છે..

कृते यद् ध्यायतो विष्णुं, त्रेतायां यजतो मखैः ।

द्वापरे परिचर्यायां, कलौ तद्धरिकीर्तनात् ॥

સત્યયુગમાં વિષ્ણુનું ધ્યાન કરનારને, ત્રેતાયુગમાં વિષ્ણુનું યજન કરનારને અને દ્વાપર યુગમાં વિષ્ણુની સેવા કરતાં જે ફળ મળે છે, તે ફળ કળિયુગમાં શ્રીહરિનું કીર્તન કરવાથી મળે છે.

अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत् ।

संकीर्तितमघं पुंसो दहेदघो यथानलः ॥

અજ્ઞાનથી કે જ્ઞાનથી ભગવાનનું નામોચ્ચારણ કર્યું હોય, તો અગ્નિ જેમ કાષ્ઠને બાળી નાખે તેમ મંત્રજાપ મનુષ્યના સર્વ પાપોને બાળી નાખે છે.

જેમ મંત્રજાપનો મહિમા તો છે જ, પણ ક્યો મંત્ર જપવામાં આવે છે તે ઉપર આધાર રાખે છે. જેવું નામીનું સામર્થ્ય હોય તેવું નામજપનું ફળ પ્રાપ્ત થાય છે. હિન્દુ સંસ્કૃતિમાં અનેક સંપ્રદાયો છે, દરેક સંપ્રદાયના આશ્રિતો પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે પોતાને પ્રાપ્ત મંત્રની ઉપાસના કરે છે. તેમાં કેટલીક તાંત્રિક ઉપાસના છે ને કેટલીક સાત્ત્વિક ઉપાસના છે. સાત્ત્વિક ઉપાસનામાં મુખ્યત્વે ભગવાન વિષ્ણુની ઉપાસના કરવામાં આવે છે, જેમાં ભગવાન વિષ્ણુના રામ, કૃષ્ણ, હરિ, નારાયણ, ગોવિંદ, દામોદર, લક્ષ્મીનારાયણ જેવા નામોની ઉપાસના થાય છે.

વૈષ્ણવ સંપ્રદાય અંતર્ગત સ્વામિનારાયણ સંપ્રદાયમાં સ્વયં ભગવાન શ્રી સ્વામિનારાયણે સ્વમુખે સાધના માટે આપેલો મંત્ર 'સ્વામિનારાયણ' છે. ઉપાસના કરવા ઘણા મંત્રો છે પરંતુ અનંત બ્રહ્માંડોના ધણી સ્વયં પુરુષોત્તમનારાયણે સ્વમુખે કોઈ મંત્રનો ઉદ્‌ઘોષ કર્યો હોય તો તે 'સ્વામિનારાયણ' મહામંત્ર છે. આ ષડક્ષરી મંત્ર અનાદિ અને વૈદિક છે. આ મંત્રની ઉપાસના છ ચક્રો અને છ ગ્રંથીઓનું છેદન કરનારી છે, કાળ, માયા, પાપ, યમ વગેરેના પાશથી મુક્ત કરાવનારી છે, અનંત જન્મોના પાશનું છેદન કરાવનારી છે.

નિષ્કુળાનંદ સ્વામી સ્વામિનારાયણ મહામંત્રનો મહિમા વર્ણવતા કહે છે...

''સુણી સ્વામિનારાયણ નામ રે,
સર્યાં કંઈક જીવનાં કામ રે;
કાને એ નામની ભણક પડી રે,
તેને અક્ષરપોળ ઉઘડી રે.
આજ એ નામનો છે અમલ રે,
તે ન વિસારવું એક પળ રે;
લેતાં નામ નારાયણ સ્વામી રે,
જાણો તે બેઠાં ધામને પામી રે.''

'સ્વામિનારાયણ' મહામંત્રના જપના કોઈ વિધિ-વિધાન નથી. હાલતા ચાલતા, ખાતા-પીતા, ઉઠતા-બેસતા, શુભ અને અશુભ કોઈ પણ ક્રિયામાં આ મંત્રનો જપ કરી શકાય છે.

નામ અને નામીના મહિમા સાથે કરવામાં આવેલ જપ અનંત ગણું ફળ આપે છે. માટે કેવળ ચાતુર્માસમાં જ નહી પરંતુ કાયમી માટે આ 'સ્વામિનારાયણ' મહામંત્રના નામજપના નિયમો ગ્રહણ કરી સર્વના સ્વામી એવા નારાયણને રીઝવવા પ્રયત્ન કરવો જોઈએ.

# સ્તોત્રપાઠ

અંતઃકરણના શુદ્ધ ભાવને ભક્તિ દ્વારા પ્રગટ કરતા સ્તોત્રને ''पूजाकोटिसमं स्तोत्रम्'' પૂજન કરતા પણ સ્તોત્રને ઉત્તમ કહ્યું છે. ''स्तोत्रं देवी रसाप्रोक्ता'' સ્તોત્ર અથવા સ્તુતિ શારદાદેવીની જિહ્વારૂપ છે. જ્યારે ભક્તિ દ્વારા સ્તોત્ર પ્રગટ થાય છે ત્યારે સ્તુતિ કરનારને ભગવદ્‌ભાવથી ભીંજવી દે છે. સ્તુતિ દ્વારા પ્રગટ થતા આનંદ માટે સ્તવકના હૃદયમાં ભક્તિ હોવી આવશ્યક છે.

ભગવાનના લીલા-ગુણ-સ્વરૂપ આદિનું વર્ણન કરતા શબ્દોનું સ્વાભાવિક રીતે પ્રવાહિત થવું તેનુ નામ સ્તોત્ર અથવા સ્તુતિ. ''શ્રીવિષ્ણુસહસ્રનામ સ્તોત્ર''માં પિતામહ ભીષ્મ કહે છે, ''स्तव्यः स्तवप्रियः स्तोत्रं, स्तुतिः स्तोता रणप्रियः'' અર્થાત્ સ્તવનીય તત્ત્વ કેવલ પ્રભુ છે.

સ્તુતિથી ભગવદ્‌પ્રેમ પ્રાપ્ત થાય છે અને સ્તવક જ્યારે પ્રગાઢ ભગવદ્‌પ્રેમમાં નિમગ્ન બની સ્તુતિગાન કરે છે ત્યારે સ્તોત્રના શબ્દો પણ ભગવદ્‌રૂપ બની જાય છે.

સામાન્ય રીતે આપણે સ્તુતિ અને પ્રાર્થનાને એક માનીએ છીએ પરંતુ બન્નેમાં ભેદ છે. પ્રાર્થનાનો અર્થ છે

''प्रयत्नेन अर्थ्यते यया सा प्रार्थना''

પ્રયત્નથી સિદ્ધ થાય તે પ્રાર્થના અથવા તો લૌકિક કામનાઓની પૂર્તિ માટે ઈષ્ટ પાસે માંગણી કરવી તે પ્રાર્થના છે. જ્યારે આ ભાવથી પ્રાર્થના થાય છે ત્યારે લૌકિક યાચના અથવા ભૌતિક સુખ મુખ્ય બને છે, માટે પ્રાર્થના ઉત્કૃષ્ટ રહેતી નથી.

જ્યારે પોતાના ઈષ્ટ પ્રભુના સ્વરૂપ-ગુણ અને સામર્થ્યનું વર્ણન શ્રદ્ધા-સદ્‌ભાવ-સ્નેહથી થાય ત્યારે સ્તુતિ યથાર્થ રૂપમાં પ્રગટ થાય. સ્તોત્રનાં લક્ષણો બતાવતા પ્રાચીન ગ્રંથોમાં કહ્યું છે,

''नमस्कारस्तथाशिषश्च सिद्धान्तोक्तिः पराक्रमः ।
विभूतिः प्रार्थना चेति षड्‌विधं स्तोत्रलक्षणम् ॥''

નમસ્કાર :- ઈષ્ટ પાસેથી જ શરણાગતિ,
આશિષ :- ઈષ્ટ પાસેથી જ અપેક્ષા,
સિદ્ધાન્તોક્તિ :- પ્રભુના અટલ સિદ્ધાન્તોનું નિરુપણ,
પરાક્રમ :- પ્રભુની લીલાઓનું વર્ણન,
વિભૂતિ :- પ્રભુના ઐશ્વર્યનું વર્ણન,
પ્રાર્થના :- પ્રકૃષ્ટ અભ્યર્થના.
આ છ બાબતો જેમાં પ્રગટ થાય તેનું નામ સ્તોત્ર.

સ્તોત્રા મુખ્યત્વે સંસ્કૃત ભાષામાં હોય છે. સ્વામિનારાયણ સંપ્રદાયમાં વિષ્ણુસહસ્રનામ સ્તોત્ર, સર્વમંગલ સ્તોત્ર, જનમંગલ સ્તોત્ર, દશાવતાર સ્તોત્ર, દીનાનાથ ભટ્ટ વિરચિત સ્તોત્ર વગેરે વધારે પ્રસિદ્ધ છે. આ સ્તોત્રમાં ભગવાનની સ્તુતિ, લીલાનું વર્ણન, ભગવાનના વિવિધ નામો વગેરેનું વર્ણન જોવા મળે છે. તેમાં પણ જનમંગલ સ્તોત્ર સૌથી વધારે પ્રસિદ્ધ છે.

સદ્‌ગુરુ શતાનંદ સ્વામીએ ભગવાન સ્વામિનારાયણના ચરિત્રોથી ભરપૂર શ્રીમદ્ સત્સંગિજીવન ગ્રંથની રચના કરી. આ ગ્રંથના સારભૂત એક હજાર નામરુપ મંત્રોની રચના કરી જે 'સર્વમંગલ સ્તોત્ર' તરીકે ઓળખાય છે.

આ એક હજાર મંત્રોનું દોહન કરી શતાનંદ સ્વામીએ એકસો આઠ મંત્રોને ગૂંથી 'જનમંગલ સ્તોત્ર'ની રચના કરી છે. જેમાં ૧ થી ૯ મંત્રો શ્રીહરિના સ્વરુપનું વિર્દેશન કરે છે, ૧૦ થી ૧૬ સુધીના મંત્રો બાળલીલાને સુચિત કરે છે, ૧૭ થી ૪૨ સુધીના મંત્રો વનવિચરણની સ્મૃતિ કરાવે છે અને ૪૩ થી ૧૦૮ સુધીના મંત્રો શ્રીજી મહારાજે ૨૮ વર્ષ, ૫ માસ અને ૨૭ દિવસ સુધી કરેલી લીલાઓનું વર્ણન કરે છે.

આમ આ જનમંગલ સ્તોત્રમાં ભગવાન શ્રી સ્વામિનારાયણનું સમગ્ર જીવન ગાગરમાં સાગરની જેમ આપણને પ્રાપ્ત થયું છે.

સદ્‌ગુરુ શતાનંદ સ્વામીના આશીર્વાદ પ્રમાણે આ સ્તોત્રના પાઠ કરનારને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારેય પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે.

અંતમાં સ્તોત્રનું પરમ સાફલ્ય એટલે સ્તવ્ય-સ્તોતા અને સ્તુતિનું પરમ ઐક્ય. આવી પરમાવસ્થા ભક્તિ દ્વારા સિદ્ધ થાય છે.

માટે ચાતુર્માસ દરમિયાન આ સ્તોત્રના પાઠ પુરુષોત્તમનારાયણમાં દ્રઢ નિષ્ઠા કરાવવા અવશ્ય ઉપયોગી થશે.

# પ્રદક્ષિણા

- સાધુ નરનારાયણદાસ

ભારતીય સંસ્કૃતિ મુખ્યત્વે ભક્તિપ્રધાન રહી છે. ભગવાન ભાવના ભૂખ્યા છે. હૃદયના પૂરા ભાવથી થયેલી ભક્તિ ભગવાન સુધી પહોચે છે. આપણા ઋષિમુનિઓ દ્વારા ભક્તિના વિવિધ સ્વરુપો બતાવવામાં આવ્યા છે. જેમાં માળા, દંડવત, પ્રદક્ષિણા જેવા સાધનો શ્રેષ્ઠ માનવામાં આવ્યા છે.

હિન્દુ ધર્મમાં પ્રદક્ષિણાનું મહત્ત્વ અને મહિમાં ઘણો બતાવવામાં આવ્યો છે. આજે નર્મદાની પરિક્રમા, ગિરનારની પરિક્રમાં, વ્રજભૂમિ કે ગિરિરાજની પરિક્રમા હજારો ભક્તો દ્વારા કરવામાં આવે છે. આ પ્રદક્ષિણા એકથી માંડીને હજારોની સંખ્યામાં થાય છે. છયે ઋતુમાં જાત જાતની માનતાઓ કે મનોકામનાની પૂર્તિ માટે આ પરિક્રમાઓ કરવામાં આવે છે. તો કેટલાક ભક્તો કેવળ ભગવાનની પ્રસન્નતા માટે પ્રરિક્રમાઓ કરે છે.

પ્રદક્ષિણા એ કાઈ ફેરા નથી. ફેરા તો જન્મ-મરણના હોય, કામ-ધંધાના હોય, જે પ્રગતિ કરાવવાના બદલે ઘાંચીના બળદની જેમ ત્યાંના ત્યાંજ રાખે. જ્યારે પ્રદક્ષિણા તો મુક્તિનું સાધન છે. ભગવાનને આપણા કેન્દ્રબિન્દુ બનાવવાનું માધ્યમ છે.

પ્રદક્ષિણા પૂજાવિધિનું એક અનેરું અંગ છે. પ્રદક્ષિણાનો મુખ્ય હેતુ ભગવાન છે. આપણા જીવનનું કેન્દ્રબિન્દુ, ઉદ્‌ભવબિન્દુ અને સારતત્ત્વ ભગવાન છે. ભક્ત ભગવાનને પોતાના જીવનનું મધ્યબિન્દુ જાણીને સંસારના દરેક કાર્યો કરતો હોય છે.

મધ્યબિન્દુ વિના વર્તુળ દોરી શકાતું નથી, તેમજ વર્તુળ ઉપરનું દરેક બિન્દુ કેન્દ્રથી સમાન અંતરે આવેલું હોય છે. એનો અર્થ એવો થાય કે આ સંસારમાં ભગવાનની કૃપા વિના કોઈ ક્રિયા કરવી શક્ય નથી તથા ભક્ત ગમે ત્યાં હોય પરંતુ જો ભગવાન કેન્દ્રમાં હોય તો તેમની અમૃતદ્રષ્ટી ભક્ત ઉપર વહ્યા જ કરે છે.

પ્રદક્ષિણા એટલે ભગવાનને મધ્યમાં રાખી જમણી બાજુએથી પ્રસ્થાન કરી ડાબી તરફ ભગવાનની ચોમેર ફરવું. પ્રદક્ષિણા કરતી વખતે ભક્ત એવી પ્રાર્થના કરે છે કે, 'હે ભગવાન મારા જીવનના કેન્દ્રસ્થાને આપ છો, આપ જ મારા જીવનરથના સારથિ છો, આપ જ મારા તારણહાર છો, મારી દરેક ક્રિયાના આપ જ મધ્યબિન્દુ છો.'

અગ્નિપુરાણમાં પ્રદક્ષિણા અંગેનું માર્ગદર્શન જોવા મળે છે. પ્રદક્ષિણા ભગવાનની જન્મભૂમિ, લીલાભૂમિ અથવા જ્યાં ભગવાન મૂર્તિ સ્વરુપે બિરાજમાન હોય ત્યાં કરી શકાય છે. પ્રદક્ષિણા કરતી વખતે એક પ્રદક્ષિણા પૂરી થાય ત્યારે ભગવાનની સન્મુખ આવી ભગવાનને પ્રણામ કર્યા બાદ બીજી પ્રદક્ષિણાનો પ્રારંભ કરવો.

પ્રદક્ષિણાના સમયે મંત્રજપ સાથે ભગવાનના અંગોઅંગને નીરખતા નીરખતા ભગવાનની ચારેબાજુ અનંત મુક્તો બેઠા છે એવા ચિંતવન સાથે પ્રદક્ષિણા કરવી જોઈએ. ચિત્તની એકાગ્રતાની સાથે ભક્તિભાવથી કરવામાં આવતી પ્રદક્ષિણાથી ભગવાનની દયા, કરુણા, કૃપા સહેજે પ્રાપ્ત થાય છે.

મંદિરમાં વિરાજમાન ભગવાનની મૂર્તિમાંથી અવિરત દિવ્ય શક્તિના તેજપુંજ પ્રસારીત થતા જ રહે છે. આ દિવ્ય તેજના સ્પંદનો પ્રદક્ષિણા કરનાર ભક્તને ઈચ્છિત ફળની પ્રાપ્તિ કરાવે છે.

પુરાણોની કથા પ્રમાણે ગણપતિજીએ મહિમા સાથે કરેલી માતા-પિતાની એક પ્રદક્ષિણાનું ફળ બ્રહ્માંડની પ્રદક્ષિણાના ફળ બરાબર પ્રાપ્ત થયું હતું. રઘુવંશી રઘુરાજાને શાપ થયેલો તેથી તેઓ નિઃસંતાન હતા. ગાયમાતાને ભાવથી કરવામાં આવેલી એક પ્રદક્ષિણાથી તેઓ શાપમુક્ત થયા હતા અને પુત્રની પ્રાપ્તિ પણ થઈ હતી.

પ્રદક્ષિણા કરતી વખતે થોડી મર્યાદાઓનું પણ અનુસંધાન રાખવાનું હોય છે. પ્રદક્ષિણા કરતી વખતે બીજા ભક્તોને આપણો ધક્કો ન લાગે એ ધ્યાન રાખવું જોઈએ. એકબીજા સાથે વાતો કરતા કરતા પ્રદક્ષિણા ન કરતા ભગવાનના અનુસંધાન સાથે કરવી જોઈએ. ભગવાન જ્યારે પોઢ્યા હોય તથા આરતિ થતી હાય ત્યારે પણ પ્રદક્ષિણા ન કરવી જોઈએ.

# દંડવત્ પ્રણામ

દંડવત્-સાષ્ટાંગ પ્રણામની વિધિ અતિ પ્રાચીન છે. ચરાચર જગતમાં ઈશ્વરના પ્રત્યક્ષ આઠ સ્વરુપો બતાવ્યા છે. વિષ્ણુપુરાણમાં તેનો નિર્દેશ કરતા કહ્યું છે..

सूर्योजलं मही वह्निर्वायुराकाशमेव च ।

दीक्षितो ब्राह्मण: सोम इत्येतास्तनव: स्मृता ॥

મહાકવિ કાલીદાસે અભિજ્ઞાનશાકુન્તલમ્‌ના પ્રારંભે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર, અગ્નિહોત્ર એ આઠ ઈશ્વરના પ્રત્યક્ષ સ્વરુપની વંદના કરી શરણાગતિનો ભાવ દર્શાવ્યો છે.

શ્રીમદ્ ભગવદગીતામાં પણ પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એમ અષ્ટધા પ્રકૃતિનું વર્ણન કરેલું છે. સાષ્ટાંગ પ્રણામમાં આ આઠેય તત્ત્વની સાથે ભગવાનની શરણાગતિનો ભાવ દર્શાવવામાં આવ્યો છે. આપણા શરીરમાં રહેલા પંચભૂત, મન, બુદ્ધિ અને અંહકાર અર્થાત્ આપણું સમગ્ર અસ્તિત્વ ભગવાનને સમર્પણ કરવાનો ભાવ પ્રગટ થાય છે.

દંડવત પ્રણામનો અર્થ દંડ કહેતા લાકડીની જેમ ભગવાનના ચરણોમાં પડી પ્રણામ કરવા. આ પ્રણામમાં શરીરના આઠ અંગોને પણ જોડવાના છે. જેમાં પગ, ઘુંટણ, હાથ, પેટ, છાતી, આંખ, મન અને વાણીનો સમાવેશ થાય છે. આ પ્રણામમાં આઠ અંગોનો સમાવેશ થતો હોવાથી તેને સાષ્ટાંગ પ્રણામ પણ કહેવામાં આવે છે. બહેનોએ પંચાગ પ્રણામ કરવાના હોય છે. જેમાં હાથ, પગ, મસ્તક, મન અને વાણીનો સમાવેશ થાય છે.

મનુષ્ય શરીર, મન અને વાણી એમ ત્રણ પ્રકારે કર્મ કરતો હોવાથી આ ત્રણેય સાધનોનો ભગવાનને પ્રણામ કરવામાં ઉપયોગ કરી સર્વ કર્મ ભગવાનને અર્પણ કરવાની ઉચ્ચભાવના સાષ્ટાંગ પ્રણામમાં રહેલી છે. મન, કર્મ, વચને દાસત્વભાવથી ભગવાનને કરવામાં આવતા પ્રણામથી ભક્તમાં નમ્રતા ખીલી ઉઠે છે, અહમભાવનો વિલય થાય છે અને સાધના માર્ગ સરળ બને છે.

દંડવત્ પ્રણામમાં દેહની સાથે વાણી અને મનની સંલગ્નતા સહેલાઈથી સધાય છે. દંડવત કરતી વખતે સહેલાઈથી મન ભગવાનમાં જોડાઈ રહે છે. ભગવાન પ્રત્યેનો આપણો પ્રેમ વ્યક્ત કરવાનું ઉત્તમ સાધન દંડવત્ છે. દંડવત્ એ ભક્તિનું એક અનોખું અંગ છે, જેનાથી સાહેજે ભક્તિની વૃદ્ધિ થાય છે.

શાસ્ત્રોમાં ઓછામાં ઓછા પાંચ દંડવત્ કરવાનો વિધિ કહ્યો છે. પરંતુ ભગવાન સ્વામિનારાયણે ભગવાનના ભક્તોનો જાણ્યે અજાણ્યે થયેલ અપરાધના ક્ષમાપન માટે પોતાના આશ્રિતોને એક દંડવત અધિક કરવાની આજ્ઞા કરી છે અને પોતે તે કરી બતાવ્યું છે.

દંડવત્ પ્રણામ દાસત્વ પ્રગટ કરવાનું એક ઉત્તમ સાધન છે. દંડવત્ ભગવાન, ગુરુ અને ભગવાનના ભક્તની આગળ કરવામાં આવે છે.

અધ્યાત્મની સાથે સાથે આરોગ્યની દ્રષ્ટિએ પણ દંડવત ઉત્તમ ઔષધ છે. દંડવતમાં ઘણાં યોગાસનોનો સમાવેશ થઈ જાય છે. દંડવત પ્રણામ કરવાથી કમરના દર્દો, ગળાના દર્દો, પીઠ અથવા કરોડરજ્જુના દર્દો, પેટ, ખભા, છાતી વગેરેના દર્દોનું નિરાકરણ આપોઆપ થઈ જાય છે. આ ઉપરાંત બલ્ડ પ્રેશર, લોહીમાં હોર્મોન્સનું પ્રમાણ જેવા રોગો માનસિક પરિસ્થિતિ ઉપર આધાર રાખનારા હોય છે.

જેમકે જ્યારે માણસ ક્રોધ કરે ત્યારે તેની અસર શરીર ઉપર પણ પડે છે, જેનાથી લોહીની વિકૃતિ થાય છે અને મગજના જ્ઞાનતંતુઓને નુકશાન પહોચે છે. જ્યારે દંડવત કરવાથી મનને ભગવાનના સ્વરુપમાં જોડવું પડે છે, જેનાથી માનસિક સ્થિતિ શાંત રહે છે અને ઘણા રોગોની સામે રક્ષણ મળે છે.

મનની શાંતિ અધ્યાત્મિક પ્રગતિ માટે અત્યંત ઉપયોગી નીવડે છે. શાંત મને એકાગ્રતા કેળવાય, એકાગ્રતાથી ભગવાનના સ્વરુપનું મનન, નિદિધ્યાસન સરળ બને અને અંતે સાક્ષાત્કાર તરફ દોરી જાય. આમ દંડવત્ આધ્યાત્મિક અને શારીરિક દ્રષ્ટીએ ઉત્તમ સાધન સાબિત થાય છે.

# સમાચાર દર્શન

## શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિદ્યાલયનો શુભારંભ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે છેલ્લા ૩૭ વર્ષથી કોલેજ કક્ષાના વિદ્યાર્થીઓમાં સંસ્કારનું સિંચન થઇ રહેલ. તેમાં એક નવું સોપાન ઉમેરાતા ધોરણ ૯ થી ૧૨ ના વિદ્યાર્થીઓ માટે અદ્યતન સુવિધાયુક્ત વિદ્યાલયનો પ્રારંભ કરવામાં આવ્યો છે. તારીખ ૨૨ જૂનના રોજ પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભકિતપ્રકાશદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રીહરિદાસજી સ્વામીના હસ્તે દીપ પ્રાગટ્ય કરી શ્રી સ્વામિનારાયણ વિદ્યાલયનો શુભારંભ કરવામાં આવ્યો હતો તથા નવા વિદ્યાર્થીઓને સ્કુલમાં પ્રવેશ કરાવ્યો હતો. આ પ્રસંગે પ.ભ. શ્રી જયદેવભાઇ સોનાગરા ઉપરાંત આમંત્રિત મહેમાનો, વિદ્યાર્થીઓ તથા વાલીઓ મોટી સંખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા. આ પ્રસંગે સદ્‌ગુરુ સંતો દ્વારા નૂતન વિદ્યાલયના આચાર્ય તરીકે શ્રી સૂર્યકાંતભાઇ પટેલની નિમણુંક કરવામાં આવી હતી.

## પ્રેમાનંદ મ્યુઝીક એકેડેમીનો શુભારંભ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે તારીખ ૨૨ જૂનના રોજ પ્રેમાનંદ મ્યુઝીક એકેડેમીનો શુભારંભ સદ્‌ગુરુ સંતો તથા સંગીતકારોની હાજરીમાં કરવામાં આવ્યો હતો. પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના શુભ સંકલ્પ અનુસાર ગુરુકુલ દ્વારા સારા સંગીતકારો તૈયાર થાય તેવા શુભ આશય સાથે આ એકેડેમીનો પ્રારંભ કરવામાં આવ્યો છે. આ તાલીમ કેન્દ્રમાં હારમોનિયમ, કીબોર્ડ, ઓક્ટોપેડ, વાંસળી, ગીટાર, વાયોલિન, સિતાર, મેન્ડોલીન, તબલા તેમજ શાસ્ત્રીય અને સુગમ સંગીત વગેરે શીખવાડવામાં આવશે. આ શિક્ષા તાલીમ કેન્દ્રમાં પ્રખ્યાત શાસ્ત્રીય સંગીત શિક્ષક શ્રી કનુભાઇ નાદપરા, શ્રી પુરુષોત્તમભાઇ જાદવ, શ્રી આલાપભાઇ પરીખ તથા મૌલિકભાઇ પટેલ વગેરે તાલીમ આપશે.

## મૂર્તિ સ્થાપન વિધિ, સહજાનંદ ધામ-રાજકોટ

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની પ્રેરણાથી રાજકોટ ખાતે સહજાનંદ ધામમાં ભગવાન શ્રી સ્વામિનારાયણની મૂર્તિ સ્થાપન વિધિ તારીખ ૧૩ જુલાઇના રોજ સંપન્ન થયો. પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રીહરિદાસજી સ્વામીના સાનિધ્યમાં આયોજીત આ શુભપ્રસંગની પૂર્વ સંધ્યાએ ભકિત મહિલા મંડળના બહેનો દ્વારા ૧૨ કલાકની અખંડ ધૂન કરવામાં આવી હતી. વહેલી સવારે ઠાકોરજીનો ષોડશોપચાર પૂજન અને સમૂહ મહાપૂજાનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં મોટી સંખ્યામાં હરિભક્તો ઉપસ્થિત રહ્યા હતા. શાસ્ત્રોક્ત વૈદિક વિધિ પ્રમાણે મૂર્તિ સ્થાપન કર્યા બાદ સ્થાનિક બહેનો દ્વારા લાવવામાં આવેલ જુદી જુદી મીઠાઇઓનો ઠાકોરજીને અન્નકુટ ધરાવવામાં આવેલ. આ પ્રસંગે પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીએ રાજકોટના સહુ હરિભક્તોની શ્રદ્ધા અને નિષ્ઠાને બિરદાવી હતી તથા પૂજ્ય શ્રીહરિદાસજી સ્વામીએ સહુ ભક્તોને શુભાશિર્વાદ પાઠવ્યા ગતા. આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ યુરોપથી ટેલીફોન દ્વારા સહુ ભક્તોને શુભાશીષ પાઠવ્યા હતા. આ પ્રસંગે પૂજ્ય ભકિતજીવનદાસજી સ્વામી, પુરાણી ધર્મપ્રકાશદાજી સ્વામી, પી.સી.સ્વામી, વિવેકસાગર સ્વામી, ગુરુકુલ ટ્રસ્ટી શ્રી મધુભાઇ દોંગા, કોર્પોરેટર શ્રી રાજુભાઇ બોરીચા વગેરેએ પ્રાસંગિક પ્રવચન કર્યા હતા.

## ગુરુકુલ દ્વારા ઉત્તરાખંડમાં રાહતકાર્ય

તાજેતરમાં કાળના પ્રચંડ વેગને કારણે ઉત્તરાખંડમાં અનરાધાર વરસાદ સાથે વાદળાંઓનું ફાટવું વગેરે કુદરતી આફતને કારણે હજારો યાત્રીઓ ફસાયા અને કેટલાય મૃત્યુ પામ્યા. આ અકલ્પનીય કુદરતી આપત્તિના કારણે સેંકડો પહાડી ગામો તારાજ થઇ ગયેલા છે. હજારો માણસો જીવનજરુરી સામગ્રીના અભાવે મુશ્કેલી વેઠી રહ્યા છે. આમાં દિવંગત આત્માઓને શાંતિ અને શ્રદ્ધાંજલિ અર્પવા માટે **SGVP** માં સદ્‌ગુરુ સંતોની પ્રેરણાથી ઋષિકુમારો દ્વારા મહાવિષ્ણુયાગ કરવામાં આવ્યો હતો. આ ઉપરાંત આપત્તિમાં ફસાયેલા લોકો માટે જીવન જરુરિયાત સામગ્રીની કીટો તૈયાર કરી ગુજરાત સરકાર મારફત મોકલવામાં આવી રહી છે. કુદરતી આપત્તિના આવા દુઃખદ પ્રસંગે ભગવાન શ્રી સ્વામિનારાયણની આજ્ઞા તથા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે ચિંધેલા માર્ગ અનુસારે ગુરુકુલ સંસ્થા દ્વારા રાહત તથા પુનર્વસવાટનું કાર્ય પણ શરુ થઇ રહ્યું છે.ઉત્તરાખંડ કુદરતિ આપત્તિ સહાયમાં જોડાવા ઈચ્છતા ભક્તજનોનો અહીં સંપર્ક કરશો. ✿ **India:**Make cheque Payable to: SSG Sarvajivhitavah Trust. Post to: SGVP Gurukul, S. G. High Way, Chharodi Ahmedabad, Gujarat, 382481. Sadhu Bhaktvatsaldasji: +91 98790 00954. Sadhu Dharmanandandasji: +91 98251 30765 ✿ **UK:** Make cheque payable to: SSGP UKPost to: SSGP, 45 Park Royal Road, London, NW10 7LQ. Mr. Ravji Hirani: +44 7960 359 999. Mr. Govind Patel: +44 7831 092 042.Mr. Ajay Patel: +44 208 83 84 900 ✿ **USA**:Make cheque payable to: Shri Dharmajivan Mission TrustPost to: 111 Windemere Cr, Dalton, PA 18414Dr. Vijay Dhaduk: +1 570 815 1627

## રથયાત્રા મહોત્સવ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ-મેમનગર, અમદાવાદ મુકામે અષાઢ સુદ બીજના પવિત્ર દિને ભવ્ય રથયાત્રા મહોત્સવ ઉજવાયો. પ્રાર્થના ભવનમાં બિરાજમાન ભગવાન જગન્નાથજી, બલરામજી તથા સુભદ્રાદેવીની ભવ્ય નગરયાત્રામાં હજારો ભક્તજનો જોડાયા. અત્યંત ભક્તિમય વાતાવરણની વચ્ચે નીકળેલી આ રથયાત્રાની છેલ્લા કેટલાય દિવસોથી તડામાર તૈયારીઓ ચાલી રહી હતી.

મધ્યાહ્ને ૨:૩૦ કલાકે પ્રાર્થના ભવનમાં વૈદિક વિધિ સાથે ભગવાન જગન્નાથજીનું ભવ્ય પૂજન કરવામાં આવ્યું. પૂજન પૂર્ણ થતાંની સાથે પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, શિક્ષણમંત્રી આદરણીય શ્રી ભૂપેન્દ્રભાઈ ચુડાસમા, સ્ટેન્ડીંગ કમિટિની ચેરમેન શ્રી ભૂપેન્દ્રભાઈ પટેલે રથમાં બિરાજમાન ભગવાન શ્રી જગન્નાથજીનું પૂજન કરીને માર્ગ માર્જન કરીને રથનું પ્રસ્થાન કર્યું હતું.

૫:૩૦ કલાક સુધી અમદાવાદના પશ્ચિમ વિસ્તારમાં વિહાર કરીને ભગવાને ભક્તજનોની સેવાનો સ્વીકાર કર્યો હતો. રથયાત્રાને વધાવવા માટે અનેક વિસ્તારોના ભાવિકોએ આરતી, પુષ્પહાર, પ્રસાદ તથા વિવિધ પ્રકારની સામગ્રી દ્વારા ભગવાનનું પૂજન કર્યું હતું. વિવિધ વિસ્તારના ભાવિકોએ વિવિધ પ્રકારના અલ્પાહાર તથા પેય સામગ્રીઓ દ્વારા રથયાત્રામાં જોડાયેલા ભક્તજનોની સેવા કરી હતી.

આ રથયાત્રાને વિશેષ સુશોભિત કરવા માટે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ-મેમનગર ઉપરાંત અનેક ભાવિકોએ વિવિધ પ્રકારના ફ્લોટ તૈયાર કર્યા હતા, જેમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર - બોપલ તથા સહજાનંદ બંગ્લોઝ, સોક્રેટીસ એજ્યુકેશન ઈન્સ્ટીટ્યુટ, શાંતિનિકેતન સોસાયટી, ચંદ્રેશ પટેલ એન્વાયરોન્મેન્ટ પ્રોટેક્શન ટ્રસ્ટ, શ્રી ભક્તિ મહિલા મંડળ વગેરે ભાઈ-બહેનો જોડાયા હતા.

ભક્તજનોને પ્રસાદ વિતરણની સેવામાં તથા અન્ય વ્યવસ્થામાં પણ વિવિધ ધાર્મિક તથા સામાજીક સંસ્થાઓએ સેવાનો લાભ લીધો હતો. જેમાં કોર્પોરેટરશ્રીઓ, ભીડભંજન હનુમાનજી મંદિર, વિશ્વ હિન્દુ પરીષદ, રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ, માનવ મંદિર, સાંઇ મંદિર વગેરે અનેક સંસ્થાના ભાઈઓએ લાભ લીધો હતો. નગર વિહાર કરીને ગુરુકુલના પ્રાંગણમાં પધારેલા ઠાકોરજીને સંતો-ભક્તોએ આરતી તથા પૂજન દ્વારા વધાવ્યા હતા. આ જ દિવસે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીનો જન્મદિન હોવાથી પૂ. ગુરુદેવનું વિશેષ પૂજન કરવામાં આવ્યું હતું. આ પવિત્ર પ્રસંગે અખંડ ધૂન તથા વિદ્યાર્થીઓ દ્વારા સવિશેષ ભજન પણ થયું હતું.

## ગુરુપૂર્ણિમા મહોત્સવ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (**SGVP**) છારોડી ખાતે તારીખ ૨૨ જુલાઈના રોજ અનેરા ઉત્સાહ, ઉમંગ અને ભક્તિભાવ પૂર્ણ ગુરુપૂર્ણિમા મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. ગુરુમહિમાના ભક્તિપદોના ગાન સાથે પ્રારંભ થયેલ ઉત્સવમાં સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ વેદમંત્રોના ગાન સાથે ભગવાન શ્રી સ્વામિનારાયણનું પૂજન કરી ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પુરાણી સ્વામી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી તથા અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગી સ્વામીની પ્રતિમાનું ભાવપૂજન કર્યું હતું.

આજરોજ વિદેશ યાત્રાથી પધારેલા સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીનું પૂજન સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા સહુ સંતોએ કર્યું હતું. ત્યારબાદ સદ્‌ગુરુ પૂજન માટે પધારેલા દરેક હરિભકતોએ શ્રીફળ-સાકર તેમજ ફૂલ, કાજુ, બદામ, કિસમિસ, ચોકલેટ, મમરા, મગફળી, તલ, વગેરે વસ્તુઓના હાર બનાવી ભાવથી પૂજ્ય સ્વામીજીનું પૂજન કર્યું હતું. પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીએ ગુરુમહિમાનું ગાન કરી સહુને રસતરબોળ કર્યા હતા. આ ઉપરાંત પૂજ્ય હરિસ્વરુપ સ્વામીએ 'ઓરા આવો શ્યામ સ્નેહી'ના આઠ પદોનું મહાત્મ્ય કહી ચાતુર્માસમાં ગુરુકુલ પરિવારને આ પદોનું નિત્ય ગાન કરવાના નિયમો આપ્યા હતા. આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ શુભાશીર્વાદ પાઠવતા જણાવ્યું હતું કે "ગુરુના માર્ગદર્શન પ્રમાણે, તેમણે ચીંધેલા માર્ગે ચાલવાથી આ ભવસાગર તરવો ખૂબ સરળ બની જાય છે." પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ પણ સહુ ભક્તજનોને શુભાશીર્વાદ પાઠવ્યા હતા. આ પ્રસંગે ગુરુકુલના સર્વે ટ્રસ્ટીઓ તથા મુંબઈ, સુરત, રાજકોટ, ઉના, ભૂજ, વડોદરા, અંકલેશ્વર, અમદાવાદ વગેરે સ્થાનોથી ગુરુકુલ પરિવારના ભક્તજનો ગુરુપૂજન માટે ઉપસ્થિત રહ્યા હતા.

નોંધ :- ગુરુકુલ પરિવાર દ્વારા ચાતુર્માસમાં 'ઓરા આવો શ્યામ સ્નેહી' આ આઠ પદોનું નિત્ય ગાન કરવાના નિયમો લેવાય રહ્યા છે. આ નિયમોમાં જોડાનાર ભક્તજનોએ લીધેલ નિયમની નોંધ ગુરુકુલમાં કરાવવી.

## હિંદુ લાઈફ સ્ટાઈલ સેમિનાર - યુ.કે.

તારીખ ૫ થી ૭ જુલાઈ દરમિયાન પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની ઉપસ્થિતિમાં લંડન ખાતે ત્રિદિનાત્મક હિંદુ લાઈફ સ્ટાઈલ સેમિનારનું આયોજન થયું.

આ સેમિનાર દરમિયાન હિંદુ સંસ્કૃતિને આધારે 'જીવનનો માર્ગ' વિષયને અનુસારે અનેકવિધ આયોજનો કરવામાં આવ્યાં હતાં. જેમાં ફોટો પ્રદર્શન, નીલકંઠવર્ણી યાત્રા દર્શન, પ્રવચનો, પ્રશ્નોત્તરી, યુવાનો તથા મહિલાઓ દ્વારા પ્રેરણાત્મક સાંસ્કૃતિક કાર્યક્રમ, વિવિધ વિષયોને આધારે પ્રેઝન્ટેશન જેવા અનેકવિધ આયોજનો કરવામાં આવ્યા હતા.

હિંદુ લાઈફ સ્ટાઈલ સેમિનારના શુભારંભે પૂજ્ય સ્વામીજી સાથે, પૂજ્ય સદ્‌ગુરુ શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા પૂજ્ય શ્રી દેવપ્રસાદજી મહારાજે ઉપસ્થિત રહી દીપ પ્રાગટ્ય કરી સેમિનારનું ઉદ્‌ઘાટન કર્યું હતું તેમજ શિબિરાર્થીઓને પ્રેરણાત્મક કથાઓ દ્વારા હિંદુ ધર્મનું મહત્ત્વ સમજાવ્યું હતું.

સેમિનારના દ્વિતીય દિનની સવારે સ્વયંસેવકોની સભા કરવામાં આવી હતી. આ સભામાં લંડનની વ્યસ્ત જીવનશૈલીમાં પણ ખૂબ જ શ્રદ્ધાથી સમય ફાળવીને સેવા કરનારા સ્વયંસેવકોને પૂજ્ય સ્વામીજીએ બિરદાવ્યા હતા. મધ્યાહ્ન બાદ પૂજ્ય સ્વામીજીએ હિંદુ ધર્મની જીવન શૈલીને આધારે મંગલ ઉદ્‌બોધન કર્યું હતું. દ્વિતીય સત્રમાં પૂજ્ય સ્વામીજી સાથે પ્રશ્નોત્તરી રાખવામાં આવી હતી. આ સત્રમાં ભાઈ-બહેનોના હૃદયમાં પ્રગટેલા પ્રશ્નોનું વૈજ્ઞાનિક રીતે નિરાકરણ થવાથી આ સત્ર ખૂબ જ રોચક બન્યું હતું. રાત્રી કાર્યક્રમ દરમિયાન લંડન સ્થિત ગુરુકુલના ભૂતપુર્વ વિદ્યાર્થીઓ દ્વારા હનુમાન ચાલીસા, રાસ, સંસ્કાર કી સૌરભ - રૂપક અને હાસ્યથી ભરપુર કાર્યક્રમો રજૂ કરવામાં આવ્યા હતા.

તૃતીય દિનના મંગલ પ્રભાતે વૈદિક સમૂહ મહાપૂજાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પૂજા દરમિયાન પૂજ્ય સ્વામીજીએ વૈદિક પૂજાનું રહસ્ય સમજાવ્યું હતું. લંડન સ્થિત બહેનોએ સંસ્કૃતિ સભર સાંસ્કૃતિક કાર્યક્રમમાં ગરબા, નૃત્યો, રૂપકો, મોનોએક્ટ તથા પ્રેરણાત્મક પ્રવચનો વગેરેની સુંદર રજૂઆત કરી હતી. આ કાર્યક્રમ દરમિયાન લોકોપયોગી વિશેષ સેવા કરનારા બહેનોનું સન્માન કરવામાં આવ્યું હતું.

ત્રિદિનાત્મક સેમિનાર દરમિયાન હિંદુ ધર્મના ઋષિમુનિઓએ દર્શાવેલા જીવન માર્ગને જણાવતા પૂજ્ય સ્વામીજીએ જણાવ્યું હતું કે, "ભારતીય સંસ્કૃતિ દેહના સીમાડાઓ ઓળંગી દેવ સુધી લઈ જાય છે. ભારતીય ઋષિમુનિઓએ શાશ્વત જીવનમુલ્યોની શિક્ષા આપી છે. જીવનના હર સમયમાં અને હર દેશમાં સદૈવ ઉપાદેયતા છે. વેદો જ્ઞાન-વિજ્ઞાનથી ભરપુર છે. કોઈ પણ ધર્મમાં આવો ગ્રંથ દુર્લભ છે. તદુપરાંત સનાતન ધર્મના વિવિધ પાસાઓને કેન્દ્રમાં રાખીને પૂ. સ્વામીજીએ સુંદર છણાવટ કરી હતી. વૈજ્ઞાનિક રહસ્યો સાથે જોડાયેલા હિંદુ ધર્મના રહસ્યને સમજાવીને આજની યુવાપેઢીને ખૂબ જ સંતોષ પમાડ્યો હતો. આ સેમિનાર દરમિયાન દરરોજ ઉત્તરાખંડમાં થયેલા કુદરતી હોનારતના કારણે મુશ્કેલી પામેલા લોકોની શાંતિ માટે સંકીર્તન કરવામાં આવતું હતું. સેમિનારમાં ઉપસ્થિત રહેલા ભાવિકોએ ગુરુકુલ દ્વારા ચાલી રહેલા રાહતકાર્યમાં ખુબ જ સારો સહકાર આપ્યો હતો. આ સેમિનારમાં લંડન ઉપરાંત બોલ્ટન, લેસ્ટર, કાર્ડિફ, વુલ્વીચ, લ્યુટન, સાઉથ એન્ડ સી વગેરે અનેક વિસ્તારમાંથી ભક્તજનોએ ઉપસ્થિત રહીને સેમિનારનો લાભ લીધો હતો.

## સત્સંગયાત્રા યુ.એસ.એ

શ્રી સ્વામિનારાયણ વડતાલ ધામ-ન્યુ જર્સી (યુ.એસ.એ.)ખાતે ઉજવવામાં આવેલ ભગવાન શ્રી સ્વામિનારાયણની ૧૮૪મી અંતર્ધાન તીથિ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પૂજ્ય વેદાન્તસ્વરુપદાસજી સ્વામી, સત્સંગ મહાસભાના પ્રમુખ શાસ્ત્રી શ્રી નૌતમપ્રકાશદાસજી સ્વામી, પી.પી. સ્વામી વગેરે સંતો પધાર્યા હતા. આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ ભગવાન શ્રી સ્વામિનારાયણનો પ્રગટ થવાનો હેતુ, હિન્દુ ધર્મમાં સ્વામિનારાયણ ધર્મની વિશિષ્ટતા, આચાર્ય અને સંતોનું માહાત્મ્ય, ભારતીય સંસ્કૃતિની મહત્તા વિષે કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ ઉપરાંત પૂજ્ય નૌતમપ્રકાશદાસજી સ્વામી તથા સંતોએ પણ કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

### એડવાન્સ એડ સમીટ, વોશિંગ્ટન

એડવાન્સ એડના સી.ઇ.ઓ. ડો. માર્ક એલ્ગાર્ટના માર્ગદર્શન નીચે ઓસ્ટ્રેલિયા, એશિયા, યુરોપ, ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા- એ પાંચ ખંડના ૭૦ દેશોના ૭૫૦ પ્રતિનિધિઓની સમીટ એડવાન્સ એડ દ્વારા વોશિંગ્ટન ડી.સી.(યુ.એસ.એ.) ખાતે જુન ૨૩ થી ૨૫ જૂન દરમ્યાન આયોજિત કરવામાં આવી હતી. આયોજકોના આમંત્રણને માન

આપી પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી સમીટમાં ખાસ ઉપસ્થિત રહ્યા હતા. એડવાન્સ એડ સાથે વિશ્વની ૩૨,૦૦૦ સ્કુલો જોડાયેલી છે. આ સ્કુલોની દેખરેખ, અવલોકન અને માન્યતાનું કાર્ય એડવાન્સ એડ દ્વારા કરવામાં આવે છે. સાથે સાથે દુનિયાભરમાં ૨૫૦ લાખ કરતાં પણ વધારે વિદ્યાર્થીઓની જવાબદારી એડવાન્સ એડ સંભાળે છે.

એડવાન્સ એડ દ્વારા આયોજિત આ સંમેલનનો મુખ્ય હેતુ આજના ડીજીટલ યુગની માંગ પ્રમાણે વિદ્યાર્થીઓના સર્વાંગી વિકાસ માટે ઉપયોગી શિક્ષણ પદ્ધત્તિઓમાં પૂર્તતા કરવા માટે જરુરી સુધારાઓ કેવી રીતે કરવા તેની માહિતી આપવાનો હતો.

આ સંમેલનમાં શિક્ષણ ક્ષેત્રના અનેક પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી હતી. સાથો સાથ ચર્ચા દરમ્યાન એ મુદ્દો સ્પષ્ટ થયો હતો કે શિક્ષણ પ્રક્રિયામાં વિદ્યાર્થીને સક્ષમ બનાવવામાં સફળ થવું હોય તો ફકત શિક્ષક જ વિવિધ શિક્ષણ પદ્ધત્તિઓ અપનાવે એટલું જ પૂરતું નથી પરંતુ બાળકની બાલ્યાવસ્થાથી જ સખત મહેનત અને સારા અભ્યાસની ટેવ પાડવાની બાબત માટે માતા પિતાએ પણ મહત્વનો ભાગ ભજવવાનો હોય છે.

આ પ્રસંગે ડો. માર્ક એલ્ગાર્ટ સાથે પૂજ્ય સ્વામીજીની વિશેષ મુલાકાત ગોઠવવામાં આવી હતી. આ મુલાકાત દરમ્યાન શિક્ષણ ક્ષેત્રે **SGVP** મોડેલની પદ્ધત્તિથી ડો. માર્ક એલ્ગાર્ટ ખૂબજ પ્રભાવિત થયા હતા. ડો. ડેરલ બરીંજર વગેરે પ્રોફેસરોએ પણ પૂજ્ય સ્વામીની મુલાકાત લીધી હતી. **SGVP** માં સ્ટડી, સ્પોર્ટસ્ અને સ્પીરીચ્યુઆલીટીના સમન્વયની પદ્ધત્તિથી ડો.ડેરલ બેરીંજર વગેરે સહુ પ્રભાવિત થયા હતા. **SGVP** ના આંતરરાષ્ટ્રિય સંબંધોના મુખ્ય નિયામક ડો. રવિભાઇ ત્રિવેદીએ પણ આ સંમેલનમાં ઉપસ્થિત રહી સક્રિય રીતે દરેક વિભાગીય ચર્ચાઓમાં ભાગ લીધો હતો. ભવિષ્યની શિક્ષણ પદ્ધત્તિઓમાં ચાવીરુપ ભાગ ભજવનાર 'ડીજીટલ શિક્ષણ' અને વિદ્યાર્થીલક્ષી શિક્ષણ પદ્ધત્તિઓ સમીટના મુખ્ય કેન્દ્ર બિન્દુઓ રહ્યા હતા. **SGVP**ની કાર્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરવામાં તેમનો ફાળો પ્રશંસનીય રહ્યો છે.

### સત્સંગસભા - પેન્સિલવેનિયા

પેન્સિલવેનિયા ખાતે જાણીતા ન્યુરોસર્જન ડો. વિજયભાઇ ધડુકના ઘરે સત્સંગ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સભામાં પૂજ્ય સ્વામીજીએ કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ પ્રસંગે સૌરાષ્ટ્ર પટેલ સમાજના પ્રમુખ જયભાઇ ધડુક, દીનેશભાઇ પટેલ, વિરજીભાઇ પાઘડાળ તથા મોટી સંખ્યામાં ડોકટર મિત્રો, મહાનુભાવો તથા હરિભક્તોએ ઉપસ્થિત રહી કથાવાર્તાનો લાભ લીધો હતો. આ ઉપરાંત પૂજ્ય સ્વામીજી સાથે યુવાનોની ખાસ સભા રાખવામાં આવી હતી. જેમાં પૂજ્ય સ્વામીજીએ વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી ભારતીય સંસ્કૃતિ અને અધ્યાત્મનું મહત્વ સમજાવ્યું હતું. જેમાં દિપક, અમર, આકાશ, મિલન, સાગર, ઋત, ભાવેશ, કેવિન, ઋષિ, કેતન, અનુપ, લેન વગેરે યુવાનોએ સ્વામીજી સાથે સાંપ્રત સમયને અનુલક્ષીને ઘણી ચર્ચાઓ કરી હતી.

પૂજ્ય સ્વામીજીના અમેરીકાના આ ટૂંકા પ્રવાસમાં રાજેશભાઇ લાખાણી, વિજયભાઇ ધડુક, જયભાઇ ધડુક, ગીરીષભાઇ પાઘડાળ, જમનભાઇ જસાણી, રમેશભાઇ સાવલીયા, કિશોરભાઇ વોરા, હરિશભાઇ સાવલીયા, પ્રવિણભાઇ વોરા વગેરે હરિભક્તોએ સારી સેવા બજાવી હતી.

### દેશી ગાયનું ઘી

આરોગ્યની દ્રષ્ટીએ ગાયનું ઘી ઉત્તમ માનવામાં આવ્યું છે. આજે વૈજ્ઞાનિકો દ્વારા થયેલા ઘણા સંશોધનોમાં ગાયના ઘીનું મહત્ત્વ આરોગ્ય માટે ખૂબજ ઉત્તમ સાબીત થયું છે. ઘણાં રોગોના ઉપચાર માત્ર ગાયના ઘી દ્વારા કરવામાં આવે છે. આજે શુદ્ધ ગાયનું ઘી મેળવવું ઘણું દુર્લભ છે, ત્યારે **SGVP** અમૃતારોગ્યમ્ દ્વારા ગાયનુ ઘી તૈયાર કરવામાં આવે છે.જે મેમનગર ગુરુકુલ તથા **SGVP** માં પ્રાપ્ત થશે.

### ગુરુજીને સોંપી દે સુકાન

ગુરુજીને સોંપી દે સુકાન, ઇ રાખશે તારુ ધ્યાન...ગુરુજીને
સદ્‌ગુરુનો શરણે રેવું, મુકીનો અભિમાન
સેવક ભાવે કરવી સેવા, રાખો રૃદિયે સ્થાન...ગુરુજીને
તારશે તારશે જરુર તારશે, બનીજા નિષ્ઠાવાન
વિશ્વાસ રાખી વચન પાળજે, તારા ટળે દુઃખ તમામ...ગુરુજીને
બાળક બનીને બાય સોપજે, તને આપશે સમજણની શાન
હૈયાની હુંફ હેતે આપશે, કરાવે અમૃતપાન...ગુરુજીને
સદ્‌ગુરુની આગળે, તું છોડી દેજે માન
નિરમાની થઇ કરવી સેવા, હૈયે રાખી હામ...ગુરુજીને
'નાનુ ભરાડ' નિત્ય ઉઠીને, ગાજે હરિગુણગાન
ગુરુવિના જ્ઞાન મળે નહિ, ભલે બુદ્ધિ હોય બળવાન...ગુરુજીને

- નાનુ ભરાડ

પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં

# સત્સંગ સાધના શિબિર ઋષિકેશ

પ્રારંભ : તા. ૦૭/૧૧/૧૩ , લાભપંચમી, ગુરુવાર

**અલૌકિક આનંદની અનુભૂતિ...**

પૂર્ણાહુતિ : તા. ૧૩/૧૧/૧૩, એકાદશી, બુધવાર

**: અલૌકિક આયોજનો :**

* ધ્યાન-ભજનનો અભ્યાસ
* હોમાત્મક યજ્ઞ અનુષ્ઠાન
* સ્વાસ્થ્યવર્ધક યોગની તાલિમ
* ગંગા આરતીના દિવ્ય દર્શન
* અનુષ્ઠાન દ્વારા આધ્યાત્મિક માર્ગે પ્રયાણ
* સદ્‌ગુરુ સંતોનું પાવન સાનિધ્ય
* ગંગાજીના નીરમાં પાવન સ્નાન
* સંકીર્તન સરિતાનો અનુપમ આસ્વાદ
* તાજેતરમાં ઉત્તરાખંડમાં આવેલી હોનારતમાં મૃતકોની શ્રદ્ધાજલી રુપે વિશેષ ભક્તિસત્ર

**સ્થળ : પરમાર્થ નિકેતન આશ્રમ-ઋષિકેશ**

**નોંધ : ઋષિકેશ શિબિરમાં જોડાવા માટે ફોર્મ ભરવા જરૂરી છે.**

## ગુરુકુલનું ગૌરવ

**પ.ભ. શ્રી વિપુલભાઇ વી. ગજેરા :-** અંકલેશ્વર નિવાસી ગુરુકુલના ગૌરવવંતા વિદ્યાર્થી શ્રી વિપુલભાઈ ગજેરાની ભગવાન શ્રી સ્વામિનારાયણ અને સદ્‌ગુરુ સંતોના આશીર્વાદથી એશિયાની સૌથી મોટી જી.આઇ.ડી.સી. અંકલેશ્વરના પ્રમુખ પદે સતત ત્રીજી વાર સર્વાનુમતે વરણી કરવામાં આવી છે. શ્રી વિપુલભાઈની ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ અને ગુરુકુલ પ્રત્યેની નિષ્ઠા અને સમર્પણ અજોડ છે. આ શુભ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ સંતોએ વિપુલભાઈને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

**ડૉ. સુરેશચદ્ર ટી. વ્યાસ :-** SGVP માં દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના પ્રાધ્યાપક શ્રી સુરેશભાઈ વ્યાસને ગુજરાત સરકાર દ્વારા 'યુવા ગૌરવ પુરસ્કાર'એનાયત કરવામાં આવ્યો છે. તારીખ ૯ જૂલાઈના રોજ ગાંધીનગર ખાતે યોજાયેલ સંસ્કૃત મહોત્સવમાં મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદીના હસ્તે આ એવોર્ડ સુરેશભાઈને આપવામાં આવ્યો હતો. સુરેશભાઈની આ સફળતા બદલ ગુરુકુલ પરિવાર વતિ પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

## શ્રદ્ધા સુમન

**અ. નિ. શ્રી દેવેન્દ્રભાઇ કાન્તીભાઇ પીઠવા :-** અમદાવાદ નિવાસી પ.ભ. શ્રી કાન્તિભાઈ પીઠવાના સુપુત્ર શ્રી દેવેન્દ્રભાઈ તારીખ ૩૧ મેના રોજ ભગવાનનું ભજન કરતા થકા અક્ષરવાસી છે. દેવેન્દ્રભાઈના પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા કાન્તિભાઈ આદિ પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી ચંપાબેન વાલજીભાઇ ભુંગાણી :-** ગામ લાઠીદડ નિવાસી તથા ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થી શ્રીમનસુખભાઈ ભુંગાણીના માતુશ્રી શ્રી ચંપાબેન ૮૫ વર્ષની ઉંમરે ભગવાનનું ભજન કરતા થકા અક્ષરધામ સીધાવ્યા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્ર મનસુખભાઈ, પૌત્ર ચેતન વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

## આગામી આયોજન

| | |
|---|---|
| ૦૨/૦૮/૧૩ | **કામિકા એકાદશી**, શુક્રવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ. |
| ૧૦/૦૮/૧૩ | **જ્ઞાનસત્ર પ્રારંભ**, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર |
| ૧૫/૦૮/૧૩ | **શ્રીહરિ જયંતિ**, ગુરુવાર, સવારે ૦૬:૩૦ કલાકે રાજોપચાર પૂજન તથા શ્રી નીલકંઠવર્ણીનો પયોભિષેક, મેમનગર ગુરુકુલ. |
| ૧૭/૦૮/૧૩ | **પુત્રદા એકાદશી**, શનિવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ. |
| ૨૮/૦૮/૧૩ | **શ્રીકૃષ્ણ જન્મોત્સવ**, બુધવાર, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, રાત્રે ૯ કલાકે મહોત્સવ પ્રારંભ. |

**For the activities of Gurukul please us on....** www.swaminarayangurukul.org

Twitter.com/GurukulParivar
Facebook.com/GurukulParivar
You Tube Youtube.com/SwaminarayanGurukul

પૂજ્ય સ્વામીજી સાથે ડો. વિજયભાઇ ધડુકના ઘરે યોજાયેલ સત્સંગ સભામાં ઉપસ્થિત ભક્તજનો- પેન્સિલવેનિયા

વડતાલ ધામ- ન્યૂ જર્સી ખાતે યોજાયેલ સત્સંગ સભામાં ઉપસ્થિત પૂજ્ય સ્વામીજી, પૂજ્ય નૌતમસ્વામી, સંતો તથા હરિભક્તો

પૂજ્ય સ્વામીજી સાથે જયભાઇ ઘડુકના ઘરે સત્સંગ સભામાં ઉપસ્થિત ભક્તજનો- પેન્સિલવેનિયા

સુરેશભાઇ જાનીના ઘરે પધરામણી - જર્સી

પૂજ્ય સ્વામીજી સાથે હરિભાઇ ઠુંમરના ઘરે સત્સંગ સભામાં ઉપસ્થિત ભક્તજનો- પેન્સિલવેનિયા

પૂજ્ય સ્વામીજી સાથે ડો. કીશોરભાઇના ઘરે સત્સંગ સભામાં ઉપસ્થિત ભક્તજનો- એલન ટાઉન

રાજેશભાઇ લાખાણીની મોટેલમાં પધરામણી - રીચમંડ

હિંદુ લાઇફ સ્ટાઇલ સેમિનારનું ઉદ્‌ઘાટન કરતા પૂજ્ય સ્વામીજી, પૂજ્ય પુરાણી સ્વામી, પૂજ્ય દેવપ્રસાદજી મહારાજ-યુ.કે.

શ્રીકચ્છી લેવા પટેલ સમાજ - નોર્થહોલ્ટના અગ્રણીઓને સદ્‌ગુરુ વંદના મહોત્સવની સ્મૃતિ અર્પણ કરતા પૂજ્ય સ્વામીજી - યુ.કે.

પૂજ્ય સ્વામીજી સાથે સેમિનારને સફળ બનાવવા રાત્રિદિવસ સેવા કરનારા સ્વયંસેવકો

હિંદુ લાઈફ સ્ટાઈલ સેમિનારમાં ઉપસ્થિત ગુરુકુલ પરિવારના ભક્તજનો- યુ.કે.

સેમિનારને સફળ બનાવવા રાત્રિદિવસ સેવા કરનારા સ્વયંસેવિકા બહેનો

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9.License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

એડવાન્સ એડ સમીટમાં ઉપસ્થિત પૂજ્ય સ્વામીજી સાથે ડો. માર્ક એલ્ગાર્ટ, ડો. ડેરલ બરીંજર, ડો. રવિભાઈ ત્રિવેદી- વોશીંગ્ટન ડી.સી.

પૂજ્ય સ્વામીજી સાથે કેથોલીક ખ્રિસ્તી ધર્મગુરુ કાર્ડિનલ તાઉરન, વાટીકન સીટી - રોમ

પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ દ્વારા પ્રવર્તિત ૩૭ માં જ્ઞાનસત્રમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી વક્તાસ્થાને બિરાજી ગ્રંથરાજ શ્રીમદ્ સત્સંગિજીવનની કથાનું રસપાન કરાવશે. ઉપરાંત સદ્ગુરુ સંતો તથા યુવાન સંતો પ્રસંગોપાત કથાવાર્તાનો લાભ આપશે.

## જ્ઞાનસત્રના વિવિધ આયોજનો

અખંડ ધૂન, પોથીયાત્રા, વ્યાખ્યાનમાળા, રાજોપચાર પૂજન, સ્વાતંત્ર્ય પર્વની ઉજવણી, સાંસ્કૃતિક કાર્યક્રમ, મહિલા સંમેલન જેવા અનેક આયોજનો રાખવામાં આવ્યા છે.

**સ્થળ :- શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ**